# યુરોપમાં ભયંકર યુદ્ધ.

ભાગ ૧ લો.



કીંમત ચાર આના.

(સપ્ટેમ્બર માસના અંત પર્યંતનું સવિસ્તર વર્ણન.)




૧૯૧૪.

એમ્પાયર એજન્સી

ફોર્ટ, મુંબઈ.

Printed by V. P. Pendherkar at the Tutorial Press,
Girgaon Back Road, Bombay
and
Published by Shankar Janoo Kandalgaonkar for the Empire
Agency, Custom House Road, Dadoo Building, Fort, Bombay.

# કેસરી પેન બામ.

---

આ દવા શરીરના કોઇપણ ભાગ ઉપર ચોળવાથી સંધીવા જેવાં અતિ-દુઃખદાયક રોગ બહુજ થોડા વખતમાં મટી જાય છે. અને શરીરને થતું અસહ્ય દુઃખ એકદમ મટી જઇ આજારી માણસ તાબડતોબ હોશીયારીમાં આવી જાય છે. આ બામ ચાલુ ચોળવાથી અર્ધાંગ વાયુ, કંપારી, ધનુર્વા વગેરે રોગ મટે છે. હાથ પગ ચુંથાય, શરીરનો કોઇપણ ભાગ એકાએક સુઝી આવે, પેટમાં દુખાવો થાય, પીઠમાં શુળ આવે, નસો તણાય, કમર-માં કળતર થાય અને ઢીલી પડી જાય, ગળાંની નસો અકડાઈ જાય, ફક્ત દાબને લીધે હાથ પગ કે શરીરનો કોઇપણ ભાગ ખ્હેરમારી ગયો હોય વગેરે સંધિવાનાં ચિન્હો જણાતાં હોય તે સઘળાં આ દવાથી નાબુદ થાય છે. ગર્ભવંતી સ્ત્રીની કમર કે પગ બહુજ અશકત થઇ જાય છે તે પણ આ દવા લગાડવાથી મટે છે. સનેપાતનાં દરદમાં મોં બંધ થઇ જવું, દાં[illegible] અકડાઈ જવાં, હાથ પગ તણાવું વગેરે થાય છે તે પણ આ દવા મટાડે [illegible] કોઇપણ કારણસર શરીરના કોઇપણ ભાગમાં લોહી ફરતું એકાએક પડી તે ભાગ લુલો પડી જાય કે દુખવા માંડે તો તેના ઉપર : ચોળવાથી ઘણો ફાયદો થાય છે. ચાલુ ચોળવાથી એ દવા જ્ઞાન નબળાઇ દુર કરે છે અને અશકત શરીરમાં શકિત લાવી આપે[illegible] ખ્હેરમારી ગયેલાં કે લુલાં પડી ગયેલાં અવયવમાં ગરમી પેદા કરે છે ર બંધ લોહીની ગતિ મંદ પડી હોય તેને પાછી મજબુત બનાવે છે. માથાનો[illegible] દવા તે પ્રકારનો દુઃખાવો આ દવા ચોળવાથી મટે છે કીંમત માત્ર ચાર આનાંની છે,

## એમ્પાયર એજન્સી કો., મુંબઇ.



આપણા વ્હાલા શહેનશાહ જોર્જ પાંચમાં.

By the Courtesy of the Bombay Chronicle.



રશિયાના શહેનશાહ.

By the Courtesy of the Bombay Chronicle.



ફ્રાન્સના પ્રેસીડેન્ટ મોંસ્યુ પૉઇન્કેર.

By the Courtesy of the Bombay Chronicle.



બેલ્જીઅમના રાજા આલ્બર્ટ.

By the Courtesy of the Bombay Chronicle.



ઓસ્ત્રીઆના શહેનશાહ.

By the Courtesy of the Bombay Chronicle.



ઑસ્ટ્રીઆના મર્હુમ ગાદીવારસ પ્રિન્સ ફર્ડીનંડ.

By the Courtesy of the Bombay Chronicle.



સરવીઆના રાજા પીટર.

By the Courtesy of the Bombay Chronicle.



જર્મનીના શહેનશાહ.

By the Courtesy of the Bombay Chronicle.

# પ્રસ્તાવના.



યુરોપ ખાતે હાલમાં એક મહાયુદ્ધ શરૂ થયું છે એટલુંજ નહિ પણ સંખ્યાબંધ રાજા મહારાજાઓ ગંજાવર તૈયારીઓ કરીને રણભૂમિ ઉપર લોહી રેડવા તત્પર થઇ ગયા છે. એ રાજા મહારાજાઓએ ભયંકર સામગ્રીઓ તૈયાર કરવા ઉપરાંત જે ભારે ગર્જના સાથે પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો છે તે સાંભળીને અંતઃકરણમાં ખરે થરથરાટ ઉપજે છે. છેલાં સો વરસમાં તો આવું એક પણ ભયંકર યુદ્ધ થયું નહોતુ. જે હથીઆરોની મદદથી સુલેહશાંતિના સમયમાં મનુષ્યજીવન સુખી બને, મનુષ્યજીવનનું રક્ષણ થાય અને મનુજીવનની પ્રગતિ થાય તેવાં કાર્ય કરવામાં આવે છે તેજ હથીઆરોની મદદથી આજે રણભુમિ ઉપર એક બીજાના જીવ લેવાની તજવીજ કરવામાં આવે છે. જમીન ઉપર ચાલે, પાણીમાં તરે અને આકાશમાં ઉડે એવાં વિધવિધ પ્રકારનાં સાધનો તૈયાર કરી તે વડે ફાટી ઉઠે એવી ચીજોનો મારો ચલાવી બે ચાર કલાકમાં હજારો શૂરા સૈનિકોના પ્રાણ હરી શકાય છે. ત્યારે આવી રીતે લાખો જીવોનો સંહાર કરવાનું કામ શા સારૂ આરંભવામાં આવ્યું છે તે આપણે હીંદવાસીઓએ જાણવાની જરૂર છે. આ મહાયુદ્ધમાં આપણા પ્રીય સામ્રાટ નામદાર જોર્જ પાંચમાને પણ ઉતરવું પડયું છે એટલે આ યુદ્ધ સાથે માત્ર યુરોપીઅનોનેજ સંબંધ છે એવું નથી; તેમાં યુરોપીઅનોનો જેટલો સંબંધ છે તેટલોજ આપણે ભારતવાસીઓનો પણ છે. આપણા નામદાર શહેનશાહ જોર્જ સામ્રાજ્ય વધારવા અર્થે અથવા તો બીજી કોઇ પણ પ્રકારની સ્વાર્થી

લાલસાને વશ થઇને આ યુદ્ધ કરવા નીકળ્યા નથી પરંતુ અત્યંત ભયંકર સામર્થ્યવાનથી માંડીને દુર્બળમાં દુર્બળ રાજાનાં રાજ્ય પણ અસ્તિત્વ ભોગવે અને તેઓનું રક્ષણ થાય એ પરોપકારી પવિત્ર વિચારથીજ તે નામદાર યુદ્ધમાં સામેલ થયા છે. શત્રુનાં હૃદય ભેદવાને અને પોતાનું પરાક્રમ દેખાડી આપવાને વીર ભારતપુત્રોની સેનાને પણ રણક્ષેત્ર ઉપર મોકલી આપવામાં આવી છે એમ કહેતાં આપણને ભારે મગરૂરી ઉપજે છે. આપણા નામદાર શહેનશાહને આ મહાયુદ્ધમાં સંપૂર્ણ વિજય થાય અને બ્રીટીશ સામ્રાજ્યની વિજય પતાકા હિંદભૂમી ઉપર નિરંતર ઉડતી રહો એજ અમો ઇશ્વર પાસે માગીએ છીએ.

---

# યુરોપમાં મહાયુદ્ધ.



## યુદ્ધનું કારણ.



ઓસ્ત્રીઆના ગાદીવારસ પ્રીન્સ ફરડીનંડનું ખુન થવાથી હોળી પ્રગટી નીકળી એ વાત ખરી છે. પરંતુ વાસ્તવિક રીતે તો એ ખુન દારૂના એક ઢગલા ઉપર પડેલી ચિણગારી સમાનજ છે. આ મહાયુદ્ધનાં મૂળ કારણ ગંજાવર રૂપે એ ખુન છે એમ તો કહી નહિજ શકાશે. યુદ્ધનાં કારણો તો કાંઇ જુદાંજ છે. એનાં મૂળ કારણો તો છેલી પા સદી દરમ્યાન અનેક રીતે ઉપસ્થીત થયાં હતા. આશરે ૪૮ વર્ષ પૂર્વે જર્મનીએ ઓસ્ત્રીઆનો પરાજય કર્યો હતો; ફરીથી એવી રીતે હાર ખાવી ના પડે એવા હેતુથી ઓસ્ત્રીયાને અગ્નિદિશાએ આવેલા ભાગોમાં વસનારા માગાયર્સ અને સ્લાવ જાતિના લોકો સાથે મિત્રાચારી કરવી પડી. હંગેરી પ્રાંતમાં પણ એજ માગાયર્સ અને સ્લાવ લોકોની મોટી વસ્તી છે. તે બાદ સને ૧૮૭૦ માં જર્મની અને ફ્રાન્સ વચ્ચે ભારે યુદ્ધ થયું ત્યારે એમ જણાઇ આવ્યું કે માગાયર્સ અને સ્લાવ એ બે શૂરવીરજાતો હળીમળીને રહે તેમ નથી. એટલુંજ નહિ પણ ઓસ્ત્રીઆ અને હંગેરીના રાજ્યકારોબારમાં માગાયર્સ લોકોનું ચલણ ઘણું વધી પહેલું હોવાથી સ્લાવ લોકોને તેથી ઘણું દુઃખ ઉપજવા લાગ્યું. એનું પરિણામ એ આવ્યું કે, ઓસ્ત્રીઆના સત્તાધિકારીઓએ તમામ સ્લાવ પ્રજાને અને ખાસ કરીને દક્ષીણમાંની સ્લાવ

પ્રજા અર્થાત ઓસ્ત્રીઆ-હંગેરી અને સર્વિયા પ્રાંત ખાતે વસતી સ્લાવ પ્રજાને પૂર્ણપણે પોતાની ગુલામ બનાવવાનો પ્રયત્ન કરવા માંડયો.

## સર્વીયાનું રાજ્ય.

સર્વિયા પ્રાંત ઘણાં એક વર્ષ પર્યંત ઓસ્ત્રીઆને તાબે હતો. તે બાદ તે સ્વતંત્ર થયું હતું. તેમ છતાં તે એક નાનુંજ રાજ્ય હતું. સને ૧૮૮૫ માં સર્વિયા અને બલ્ગેરિયા વચ્ચે એક યુદ્ધ થયું તેમાં સર્વિયા હાર્યું. આ વખતે ઓસ્ત્રીઆએ બલ્ગેરીઆને ઉન્નત થતું અટકાવવાને સર્વિઆને મદદ કરી પોતાના કાબુમાં લેઇ લીધું અને ત્યારથીજ સર્વિઆ પાછું ઓસ્ત્રીઆના પુરા દાબ નીચે આવ્યું. સર્વિયાના રાજા મિલન સ્વર્ગસ્થ થતાં સુધી તો સર્વિયન પ્રજાએ ગુલામગિરીની એ બેડી તોડવાને કાંઇ પ્રયત્ન કર્યો નહોતો પરંતુ રાજા મીલનના સ્વર્ગવાસ પછી સને ૧૯૦૧ માં સર્વિયન લોકોએ એ બેડા તોડવાનો પ્રયાસ આદર્યો. સર્વિયામાં સ્લાવ લોકોજ વસે છે અને રશિયામાં જે સ્લાવ લોકો છે તે તેજ જાતીના હોવાથી તેમના તરફથી સર્વિયનોને સારી મદદ મળી. પોતાનો દેશ સ્વતંત્ર થયલો જોવાની ઉત્કંઠા ધરાવનારા સ્લાવોએ સને ૧૯૦૫ માં એક સભા ભરી; તેમાં સર્વિયા ઉપરાંત ઓસ્ત્રીઆ-હંગેરી અને બીજા દેશો ખાતે વસતા સ્લાવોએ પણ હાજરી આપી હતી. એ સભાનો હેતુ અંદરખાનેથી કાંઈ છુપું કાવત્રું ઉભું કરવા સરખો હશે એમ ઓસ્ત્રીઆને શક ગયો એટલે તેના તરફથી એ હીલચાલ ભાગી પાડવાની તજવીજ થવા લાગી.

## બોસનીઆ અને હરઝેગોવીના કેમ ખાલસા કર્યાં ?

ઓસ્ત્રીઆએ સને ૧૯૦૮ માં સ્લાવ લોકોનું એક ભયંકર કાવત્રં પકડુએમ કરીને સ્લાવ લોકોથી વસાયલા બોસનીઆ અને હરઝેગોવીના એ

બે ટરકીના તાબાના પ્રાંત ખાલસા કરી પોતાના રાજ્ય સાથે જોડી દીધા. એ પ્રાંતો ખાતે ઘણો જુલમ ચાલતો હતો પણ તે નાબુદ કરવાનાં પગલાં ભરવામાં આવ્યાં હતાં એટલે પછી ઓસ્ત્રીઆએ તે પચાવી પાડયા તે ખરા રીતે તો યુરોપની રાજ્યનીતીથી વિરૂદ્ધજ હતું. બોસનીઆ અને હરઝેગોવીના પ્રાંત ઓસ્ત્રીઆ એ પ્રમાણે ખાઇ જાય તે સામે ટરકીએ વાંધો પણ લીધો. ત્રિકુટસંધી ( Tripple Entente ) તે વખતે હસ્તી પણ ભોગવતી હતી. તેટલું છતાં જર્મનીએ ઓસ્ત્રીઆની પીઠ ઠોકેલી હોવાથી એ ત્રિકુટસંધીનું કાંઇ ચાલ્યું નહિ અને એ બે પ્રાંત ઓસ્ત્રીઆને પચ્યા. પરંતુ ઓસ્ત્રીઆની આ દાંડાઇ સર્વિયન પ્રજાને ઘણી ખુંચ્યા કરી. કેમકે એ બે પ્રાંતો ખાતે સ્લાવ લોકોની વસતી હોવાથી તેમની એવી ઇચ્છા હતી કે તે પ્રાંતો તેઓને મળે.

## બાલ્કન વિગ્રહ.

આ પ્રમાણે એક પછી એક એવા સંજોગ બનતા રહ્યા કે ઓસ્ત્રીઆ અને સર્વિયા વચ્ચે શત્રુવટ વધતીજ ચાલી અને ઓસ્ત્રીઆના દક્ષીણ ભાગમાં વસતા સ્લાવોને સર્વિયાને માટે બહુ લાગણી થવા માંડી. એટલામા સને ૧૯૧૨ માં બાલ્કન પ્રાંતો ખાતે ટર્કી સામે લડાઇ જાગવાની શરૂઆત થઇ. ઓસ્ત્રીઆની તજવીજ એવી હતી કે, સર્વિયાને પુરેપુરૂં નિર્બળ બનાવી તેને પોતાના કાબુમાં બરાબર લેવું. આથી એમજ મનાવા લાગ્યું કે આ લડાઇ ઓસ્ત્રીઆની સામેજ શરૂ થઇ હતી.

## યુવરાજ પ્રિન્સ ફરડીનંડનું ખુન.

ઓસ્ત્રીઆ ખાતે જેઓ સર્વિયાની વિરૂધની વલણ ધરાવે છે તેમના

આગેવાન યુવરાજ પ્રિન્સ ફરડીનંડ છે એમ ચોકસ માનવામાં આવતું હતુ ઓસ્ટ્રીઆના હાલના શહેનશાહ ફ્રાન્સીસ જોસફના પ્રિન્સ ફરડીનંડ ભત્રીજા હતા પરંતુ એ શહેનશાહનો પુત્ર હયાત નહિ હોવાથી તેઓજ ગાદીવારસ અર્થાત ભવિષ્યના શહેનશાહ ગણાતા હતા. બોસનીઆ અને હરઝેગોવીના પ્રાંતો ખાલસા કરવામાં પ્રિન્સ ફરડીનંડનો ખાસ હાથ હતો એમ કહેવાતું હતું એટલુંજ નહિ પણ એમ માનવામાં આવતું હતું કે, સર્વિયાની સ્લાવ પ્રજાએ ઓસ્ટ્રીઆની ગુલામગિરીમાંથી છુટવાની જે હીલચાલ આરંભી હતી તેના અને મુખ્ય કરીને તો ખુદ સર્વિયાના તેઓ પાકા શત્રુ હતા. બોસનીઆ ખાતેનાં સેરાજેવો શહેરના ટાઉન હોલમાં થયેલા એક દબદબા ભર્યા મેળાવડામાં માનપાન પામીને પ્રિન્સ ફરડીનંડ અને યુવરાણી કાઉન્ટેસ સોફીઆ ચોટેક ખાતે પાછાં ફરતાં હતાં તે વખતે રસ્તામાં પીસ્તોલ વડે પ્રીન્સ ફરડીનંડનું ખુન કરવામાં આવ્યું. ખુની પ્રિન્ઝીપ નામનો એક સર્વિયન વિદ્યાર્થી હતો તેણે કહ્યું કે, રાષ્ટ્રીય કારણસર ઓસ્ટ્રીયાના એકાદ નામીચા મોટા માણસનું ખુન કરવાને હું કેટલાએક દીવસ થયાં તજવીજ કરતો હતો. પ્રિન્ઝીપનો સાગ્રીત એક કંપોઝીટર હતો તેણે વળી એવું જણાવ્યું કે, બેલગ્રેડ (સર્વિયાની રાજ્યધાની) ખાતેના જુલમી આસામીઓએ મને આ બોંબ આપ્યો હતો. ઓસ્ટ્રીઆના શેહેનશાહે આ ઉપરથી પ્રીન્સ ફરડીનંડનું ખુન રાજદ્વારી જણાવીને તેને ઓસ્ટ્રીઆની શહેનશાહતને હાની પહોંચાડનારૂં માની લીધું અને રાષ્ટ્રીય પક્ષમાંના સેંકડો સર્વિયનોને કેદ કરીને સર્વિયન કલબો, શાળાઓ અને દુકાનોની પણ પાયમાલી કરી. પ્રીન્સ ફરડીનંડનું ખુન થયું તો જરૂર સર્વિયાના આગેવાનોએ મોટા પાયા ઉપર કાવત્રું રચેલું હોવુંજ જોઇએ એમ ઓસ્ટ્રીયાના સત્તાધિકારીઓ મકમપણે માનવા લાગ્યા.

## ઓસ્ત્રીઆનો છેવટનો સંદેશો.

પ્રીન્સ ફરડીનંડનું ખુન અને બીજાં જે કારણો બન્યાં હતાં તેનો બદલો લેવાને ઓસ્ત્રીઆએ સર્વિયાની સરહદ ઉપર પોતાનું લશકર જમા કરવા માંડયું. તા૦ ૨૪ જુલાઇને દિને સહવારે ૭ વાગતાં ઓસ્ત્રીઆ-હંગેરીના પ્રધાને સર્વિયાને બેલગ્રેડ ખાતે એક છેવટનો સંદેશો મોકલીને જણાવ્યું કે તેનો જવાબ ૪૮ કલાકમાં મળવો જોઇએ. એ સંદેશામાં ઓસ્ત્રીઆએ જણાવ્યું હતું કે, સર્વિયાએ સને ૧૯૦૯ ના માર્ચની ૩૧ મી તારીખે એમ કબુલ કર્યું હતું કે બરલીનનાં તહનામાંની ૨૬ મી કલમ અનુસાર યુરોપનાં રાજ્યો બોસનીઆ ઓસ્ત્રીઆએ પોતાના રાજ્યમાં જોડી દીધું છે તેના સંબંધમાં જે ચુકાદો આપે તે માન્ય રાખવામાં આવશે. ગયા ઓકટોબર માસથી સર્વિયાએ તે સામે જે વાંધા અને વિરોધ જાહેર કર્યાં છે તે હવેથી બંધ કરવામાં આવશે અને ઓસ્ત્રીઆ-હંગેરી પરત્વેની પોતાની રાજ્યનીતીમાં ફેરફાર કરી ભવિષ્યમાં સર્વિયા તેની સાથે એક સારા પાડોશી તરીકે વર્તશે. પરંતુ ઓસ્ત્રીઆના શહનશાહ સામે જે કાવત્રું રચવામાં આવ્યું છે તેમાં સર્વિયાની સરકારનો હાથ છે અને સર્વિયાની સરહદની બેઉ બાજુએ તેનાજ પ્રતાપે ત્રાસજનક હુમલા તથા ખુન થયાં છે. યુવરાજ પ્રિન્સ ફરડીનંડનું ખુન થયું છે તે માટે એ રીતે સર્વિયા જવાબદાર છે. તા૦ ૨૮ મી જુનના દિને એ શોકજનક બનાવ બન્યો ત્યાં સુધી સર્વિયાની સરકારે તેવાં કામો તરફ ક્ષમાભાવ રાખવાની ગેરવાજબી વલણ છોડી દીધી નહોતી. પ્રિન્સ ફરડીનંડનું ખુન કરનારાઓએ પોતાના એકરારમાં જણાવ્યું છે કે, તેને લગતું કાવતરૂં બેલગ્રેડ ખાતે રચવામાં આવ્યું હતું. તે માટે જોઇતાં હથીઆર અને દારૂગોળો સર્વિયાની "નરોદના ઓબ્રાવા" નામની સભાના અધિકારીઓ અને કાર્ય-

ભારીઓએ તેમને આપ્યાં હતાં અને વળી તેઓ પોતાનાં હથીઆર સાથે બોસનીઆમાં દાખલ થઇ શકે તે માટે સઘળો બંદોબસ્ત સર્વિયાની સરહદ ઉપરના અમલદારોએ કર્યો હતો. આ સઘળું જાણ્યા પછી ઓસ્ત્રીઆ–હંગેરીની સરકાર હવે વિશેષ સહિષ્ણુતા દેખાડવાને તેમજ બેલગ્રેડ ખાતે રચાતાં ખુની કાવત્રાંઓ તરફ દુર્લક્ષ કરવાને અશક્ત છે; બલ્કે, હવે તો ઉલ્ટી આ સરકારને માથે એવી ફરજ આવી પડી છે કે, બાદશાહી અમલની શાંતિમાં નિરંતર ખલલ પુગાડનારાં એ કાવત્રાંઓનો અંતજ આણવો. એ કાર્ય પાર પાડવા અર્થે આ સરકારને સર્વિયાની સરકાર પાસેથી એવી ખાત્રી મેળવવાની જરૂર જણાય છે કે સર્વિયાની સરકાર એવાં કાવત્રાં અને ખુની હુમલા થવા દેશે નહિ, જે ભયંકર અને દુષ્ટ જાહેરનામાઓ પ્રકટ કરવામાં આવે છે તે તેઓ બંધ પાડશે અને આ વાત તે પોતાનાં સરકારી ગેઝેટમાં તેમજ લશકરી હુકમમાં છાપશે. ઉપલા સંદેશામાં ઓસ્ત્રાઆની સરકારે છેવટે એવી પણ માગણી કરી હતી કે, જે આસામીઓ સામે ખુલો આરોપ મુકવામાં આવે તેમની સામે મુકદમો માંડવો અને ત્રાસજનક કૃત્યો બંધ કરવા માટે જે પગલાં ભરવામાં આવે તેમાં ઓસ્ત્રીઅન કામદારોને પણ સામેલ રાખવા.

## સર્વીયાનો જવાબ.

ઓસ્ત્રીઆ સરકારના એ સંદેશાનો જવાબ સર્વિયાએ તા૰ ૨૫ મી જુલાઇને દીને મોકલી આપ્યો તેમાં જણાવ્યું હતું કે, ઓસ્ત્રીઆએ જે હકીકત સરકારી ગેઝેટમાં તેમજ લશકરી હુકમમાં જાહેર કરવાની માગણી કરી છે તે એ પ્રમાણે જાહેર કરવાને સર્વિયાની સરકાર તૈયાર છે. વિશેષમાં,

(૧) ઓસ્ટ્રીઅન સરકારના મુલકની વિરૂધનાં અથવા સામાન્ય શત્રુવટ દર્શાવનારાં ભાષણો અને લેખ બંધ પાડવા માટે સર્વિયન પાર્લામેન્ટમાં એક પ્રેસ એકટ રજુ કરવામાં આવશે.

(૨) એવા લેખ અને ભાષણો તુરતાતુરત જપ્ત કરવા માટે કારોબારમાં ફેરફાર કરવામાં આવશે.

(૩) ઓસ્ટ્રીઅન સરકાર જો કોઈ પણ પ્રકારનો ગુન્હો સાબીત કરવાને પુરાવો રજુ કરશે તો "નરોદના ઓબ્રાવા" અને એવીજ બીજી પ્રકારની સભાઓ બંધ કરવામાં આવશે.

(૪) ઓસ્ટ્રીઆની સરકાર જે જે જાહેરનામાં ઓસ્ટ્રીઆની વિરૂદ્ધ હોવાનું સાબીત કરી આપશે તે જાહેરનામાંઓ સરકારી શાળાઓમાંથી બંધ કરવામાં આવશે.

(૫) ઓસ્ટ્રીઆની સરકાર જે કામદારોનાં નામ અને તેમની સામેનો પુરાવો રજુ કરશે તેઓની ન્યાયની અદાલતમાં તપાસ ચલાવવામાં આવશે. પરંતુ તે તપાસ ચલાવવામાં ઓસ્ટ્રીઆના કામદારોની મદદ તો સર્વિયાના કાયદા તેમજ એક પાડોશી રાજ્યની ફરજ તરીકે જેટલી લેઇ શકાતી હશે તેટલી લેવામાં આવશે !

(૬) સેરાજેવો ખાતેનાં ખુનના સંબંધમાં જેઓ ઉપર શક જતો હશે તેઓની તપાસ શરૂ કરવામા આવશે પરંતુ તેમાં ઓસ્ટ્રીઆની સરકારના અધિકારીઓની મદદ લેવામાં આવશે નહિ કેમ કે તેમની મદદ લેવામાં આવે તો રાજ્યકારોબારની પદ્ધતિ તેમજ ગુન્હાની તપાસ ચલાવવા માટે ઠરાવેલી વ્યવસ્થાનો ભંગ થવા પામે. તપાસ ચલાવ્યા પછી શું પરિણામ આવ્યું તેજ માત્ર ઓસ્ટ્રીઆની સરકારને જણાવવામાં આવશે.

(૭) સર્વિયામાં અથવા બીજે કોઇપણ સ્થળે સર્વિયાના મોટા અધિકારીઓએ ખુન થયા પછી જે કાંઇ બોલ્યા હશે તેનો ખુલાસો આપવા સર્વિયા તૈયાર છે. પણ ઓસ્ત્રીઆની સરકારે તે ચોકસ શબ્દો અને એ શબ્દો એજ અધિકારીઓએજ કહેલા છે તે વિષેનો ખાત્રીલાયક પુરાવો આપવો જોઇશે.

(૮) આ જવાબમાં જે બાબત જણાવી છે તે અથવા હવે તેમાંથી જે તકરારી સવાલ ઉભા થાય તે હેગ ખાતેની કોન્ફરન્સ સમક્ષ અથવા તો જે રાજ્યોએ તા૦ ૩૧ મી માર્ચ ૧૯૦૯ નો ઠરાવ લખેલો છે તેઓની સમક્ષ ફડચા માટે રજુ કરવાને સર્વિયાની સરકાર તૈયાર છે.

## ત્રિકુટ-સંધી.

એક બે સૈકા થયાં યુરોપમાં "સમાન બળ" (Balance of power) નામની એક પદ્ધતિ ચાલે છે. એ પદ્ધતિને અનુસરીનેજ પહેલવહેલી "ત્રિશક્તિસંધી" (Triple Alliance) નામની યોજના જર્મની, ઓસ્ત્રીઆ-હંગેરી અને ઇટલી એ ત્રણ રાજ્યો વચ્ચે આશરે બસો વર્ષ પહેલાં ફ્રાન્સ અને રશિયા વચે થયલાં યુદ્ધની આખરે કરવામાં આવી હતી.

## સુલેહ જાળવવાનો પ્રયત્ન.

ઓસ્ત્રીઆ હવે લડાઈ જાહેર કરશે એમ બીજાં રાજ્યોને માલમ પડ્યું ત્યારે રશિયા ફ્રાન્સ અને ઇંગલંડ એ ત્રણ રાજ્યોએ શાંતિપૂર્વક આ ઝઘડાનો નિકાલ થાય તે માટે ભારે પ્રયત્ન કર્યો. તા. ૨૫ મી જુલાઇને દીને વીએના ખાતેના રશીયાના એલચીએ ઓસ્ત્રીઆને એવી વિનંતી કરી કે જે સંદેશો મોકલ્યો છે તેનો જવાબ વાળવાને થોડો વખત આપવો. પરંતુ તે વાત સ્વીકારવામાં આવી નહિ. ઉપર જણાવેલા છેવટના સંદેશાની એક

નકલ ઓસ્ત્રીઆએ તાર મારફતે પહેલાં જર્મની ખાતે મોકલી આપી હતી અને તે સંદેશો જર્મન શહેનશાહે પસંદ કર્યા પછીજ તે સર્વિયા ઉપર મોકલી આપવામાં આવ્યો હતો એમ પણ બોલાય છે.

તા. ૨૬ મી જુલાઇને દિને ઓસ્ત્રીઆએ જાહેર કર્યું કે, સર્વિઆએ આપેલો જવાબ સંતોષકારક નથી. તેજ દહાડે ઓસ્ત્રીયા—હંગેરી ખાતે લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો અને લશકર એકઠું કરવાની પણ શરૂઆત થઇ. સર્વિઆએ પણ પોતાનું લશકર એકઠું કરવા માંડયું. સર્વિયાના રાજા પોતાના પ્રધાન મંડળને લેઇને બેલગ્રેડ ખાતેથી ચાલ્યા ગયા. કેમ કે એ શહેર એકલું પડી ગયા જેવી સ્થીતીમાં છે. રશિઆ સરકારની દીલસોજી સર્વિયાની તરફેણમાં અર્થાત તે ઓસ્ત્રીઆની વિરૂદ્ધ હોવાથી રશીઆ ખાતે પ્રધાનમંડળની સભા ભરવામાં આવી અને ઓસ્ત્રીઆ તથા જર્મનીએ લશકર એકઠું કરવા માંડેલું હોવાથી પોતાનું લશકર પણ સરહદ ઉપર એકઠું કરવા માંડયું. જર્મની તો નિઃસંશય ઓસ્ત્રીઆની તરફજ હતું. તેટલું છતાં એક વાત ધ્યાનમ રાખવા જેવી તો એ છે કે, જર્મનીએ તા. ૨૬ મી જુલાઇને દિને બીજાં રાજ્યોને સ્પષ્ટ શબ્દોમાં એમ કહ્યું હતું કે, ઓસ્ત્રીઆ અને સર્વિયા વચ્ચે જે ઝઘડો જાગ્યો છે તે એ બે રાજ્યો વચ્ચેજ છે માટે તેને એ ટુંક વિસ્તારમાંજ રહેવા દેવો જોઇએ. તા. ૨૫ મી જુલાઇને દિને યુવરાજના ખુનના આરોપસર સર્વિયન સેનાપતિ જનરલ પેત્રીકને હંગેરી ખાતે પકડવામાં આવ્યા હતા. પરંતુ તા. ૨૬ મી જુલાઇને દિને તેને છોડી દેવામાં આવ્યા.

## યુદ્ધારંભ.

તા. ૨૭ મી જુલાઇને દિને યુદ્ધના આમનસામન પહેલા ગોળીબાર થયા. ડેન્યુબ નદીમાંની એક સર્વિયન સ્ટીમરે કિનારે ઉભેલાં ઓસ્ત્રીઅન

લશ્કર ઉપર ગોળીબાર કરવા માંડયા એટલે ઓસ્ત્રીયન લશકરે પણ સામા ગોળીબાર કર્યા. તેજ વખતે સેંટપીટર્સબર્ગ ખાતે રશીઅન શહેનશાહે એક નવીજ તૈયાર કરવામાં આવેલી પલટણ સન્મુખ દીલ ઉશ્કેરાઇ જાય એવું ભાષણ કર્યું. રશીયન શહેનશાહે તે વખતે કહ્યું કે, તમોને સ્વદેશનાં ભલાં માટે જે કોઇ જગાએ મોકલી આપવામાં આવે ત્યાં ખરા જીગરથી તમારી ફરજ બજાવજો અને તમે તમારા બાપદાદાનું નામ જાળવવાને સમર્થ છો. એમ જગતને બતાવી આપજો.

ફ્રાન્સમાં રાજ્યધાની પારીસ ખાતે ઓસ્ત્રીઆ તરફ ધિક્કારની લાગણી જાહેર કરવાને એક ગંજાવર સભા બોલાવવામાં આવી પરંતુ સરકારી અમલદારોએ તે સભા બંધ રખાવી. તેજ વેળાએ ફ્રાન્સના વડા પ્રધાન જર્મનીના એલચીને આ લડાઇ યુરોપમાં ના ફેલાય તેમ કરવાની ભલામણ કરતા હતા. ઇંગલંડ ખાતે પોર્ટસમથના દરીયાઇ કાફલાને એવો હુકમ મોકલી આપવામાં આવ્યો કે, સર્વ સામગ્રી સાથે તૈયાર રહેવું. પરદેશખાતાંના પ્રધાન સર એડવર્ડ ગ્રેએ પાર્લામેન્ટમાં પણ જણાવ્યું કે મેં ઓસ્ત્રીઆ અને સર્વિયાને એવી વિનંતી કરી છે કે, તમામ રાજ્યોના એલચીઓની સભા મેં બોલાવી છે તો ત્યાં સુધી તમે યુદ્ધ મુલતવી રાખો.

## ઓસ્ત્રીઆએ લડાઇ જાહેર કરી.

તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૧૪ ના દિને ઓસ્ત્રીઆએ સર્વિયા સામે લડાઇ જાહેર કરી. પોતાની એક યાદીમાં ઓસ્ત્રીઆની સરકારે એમ જણાવ્યું છે કે, સર્વિયાએ જે જવાબ વાળ્યો છે તેનો હેતુ એવો છે કે, ઓસ્ત્રીઆની માગણીઓ મોટે ભાગે પોતે કબુલ કરી છે એમ દેખાડવું; પરંતુ અંદર ખાને તો તેમાં તદન જુઠાણું ભરેલું છે. એ ઉપરથી એમ સમજાય

છે કે, ઓસ્ત્રીઆની સરકાર સામે જે છુપો પ્રપંચ ચાલે છે તેને નિર્મુળ કરવોજ એવો સર્વિયાએ હજુ નિશ્ચય કર્યો નથી. સરહદ ઉપર લશકર એકઠું કરતાં કરતાં રશીઅન શહેનશાહે એવું પણ જણાવ્યું કે, ઓસ્ત્રી-આનો આ દાવપેચ અમે ૭ા વર્ષ સુધી ચાલવા દીધો છે પણ હવે તેવુંજ ચાલવા દેવાની અમારી બીલકુલ મરજી નથી. રશીઅન સરકારે જર્મનીને પણ સાફ જણાવી દીધું કે, જો જર્મની પોતાનું લશકર એકઠું કરશે તો રશીઆને પણ લશકર એકઠું કરવુંજ પડશે. જમન કાફલો કીલ અને વીલ્હેમશેવન ખાતે એકઠો થવા લાગ્યો. ઈંગ્લંડ ખાતે પણ કાફલાને તૈયાર રાખવાની તજવીજ ચાલી રહી. પોર્ટલંડ વગેરે મથકોની સ્ટીમરોએ રાતદિવસ કોલસો ભરવા માંડયો અને વિદેશમાં ગયલી લડાઇને લગતી સ્ટીમરોને સ્વદેશ પાછા ફરવાનો હુકમ કરવામાં આવ્યો.

## ઓસ્ત્રીઆના શહેનશાહનો દૃઢ નિશ્ચય.

તા. ૨૯ મી જુલાઇને દિને એડ્રીઆટીક સમુદ્રમાં આવેલાં એન્ટીવરી નામનાં બંદરનું બારૂં બંધ કર્યું. ઓસ્ત્રીઆના શહેનશાહ ફ્રાન્સીસ જોસફે એક જાહેરનામું પ્રગટ કરીને જણાવ્યું કે, અમે જે ઠરાવ કર્યો છે તેનું શું પરિણામ આવશે તે અમે જાણીએ છીએ. ઇશ્વરને યાદ કરીને ઓસ્ત્રીઆ-હુંગેરીની શહેનશાહતનું માન, યોગ્યતા અને રૂવાબ કાયમ રાખવા અર્થેજ અમે મ્યાનમાં પડેલી તરવાર ખેંચી છે. ઓસ્ત્રીઅન સરકારની બીજી એક યાદીમાં એમ જણાવ્યું હતું કે, સર્વિઅનોની મહત્વાકાંક્ષા એ છે કે સર્વિઆને વિશાળ બનાવવું તો તે મહત્વાકાંક્ષાના ચુરેચુરા કરી નાખવા એજ અમારો દૃઢ નિશ્ચય છે. જર્મની અને રશીઆએ પણ તા. ૨૧ મી જુલાઇને દિનેજ સરહદ ઉપરનાં રેલ્વે સ્ટેશનોનો કબજો લીધો. મોન્ટીનીગ્રો સર્વિયાને

મદદ કરવા તૈયાર છે એમ બોલાવા લાગ્યું. બધા રાજ્યોના એલચીઓની સભા ઇંગલન્ડ ખાતે ભરીને તકરારી સવાલનો નિર્ણય કરવો એવી જે સૂચના ઇંગલંડે કરી હતી તેમાં સઘળાઓ એકમત ના થાય અને તે યુક્તિ નિષ્ફળ નીવડે એમ કરવામાં જર્મની આગળ પડયું.

તા. ૩૦ જુલાઇને દિને બેલગ્રેડ ઉપર ઓસ્ત્રીઆએ તોપોનો મારો ચલાવ્યો. સર્વિયાની બે હથીઆરબંધ સ્ટીમરો ઓસ્ત્રીઆએ કબજ કરી. રશીઆ ખાતે પણ લડાઇની તૈયારીઓ જોરભેર ચાલી રહી હતી જ્યાં ત્યાં લશકર જમા કરવાનીજ ધાંધલ ચાલતી હતી. કાળાસમુદ્ર ખાતેની દીવા-દાંડીઓ ઉપરની રોશની બંધ કરવામાં આવી. તેજ પ્રમાણે બીજી તરફ જર્મનીએ પણ કમર કસવા માંડી. રશિઆએ બીરબાલન ખાતે ચડાઇ કરવાનો વિચાર કરેલો હોવાનું સમજાવાથી જર્મનીનુ લશ્કર તે તરફ જમા થવા લાગ્યું. નેધરલેન્ડની સરકારે પોતે તટસ્થ હોવાનું જાહેર કર્યું. ઇગ્લન્ડ ખાતે વડા પ્રધાન મી૦ એસ્કવીથે પાર્લામેન્ટમાં એક ગંભીર ખુલાસો કર્યો. મી૦ એસ્કવીથે તે વખતે જણાવ્યું કે, ગમે તેમ થાઓ પણ ઇગ્લંડ એક દીલથી બહાર પડવામાં કદી પણ પાછું હઠશે નહિ અને તે પોતાનું વચન પાળશે.

તા૦ ૩૧ મી જુલાઇને દિને આખા જર્મનીમાં લશકરી કાયદો જાહેર કરવામાં આવ્યો. દેશમાંનું અનાજ તેમજ લડાઇમાં વપરાતો સરસામાન નિકાસ કરવો નહિ એવો સખ્ત હુકમ બહાર પાડયો. "લશકર એકઠું કરો છો તેનો હેતુ શું છે?" એવા પ્રશ્ન સાથે જર્મનીએ એક છેવટનો સંદેશો રશિઆ અને ફ્રાન્સ ઉપર મોકલી આપ્યો અને તેનો તાકીદે જવાબ માગ્યો. રશિયાએ તે સંદેશાની બીલકુલ પરવા કરી નહિ. ઓસ્ત્રીઆએ સોઝ, ઝરો અને પિરાનિત્રજા ખાતેના પોતાના રેલ્વે પુલ

હુબાડી દીધા. ઓસ્ત્રીઅન લશકર ભારે જોરભેર લડીને એ મથકો ખાતે ડાન્યુબ નદીની સામી બાજુએ ઉતર્યું. નેધરલેન્ડની રાણીએ પણ તાબડતોબ લશકર એકઠું કરવા માંડયું. ઇગ્લન્દ ખાતે લડાઇની તૈયારીઓ ઝડપબંધ થવા લાગી અને ભૂમધ્ય સમુદ્રમાંનો તમામ બ્રીટીશ કાફલો માલ્ટા ખાતે જમાવ થયો.

તા૦ ૧ લી ઓગસ્ટને દિને જર્મનીએ રશિયા સામે લડાઇ જાહેર કરી. જર્મની તરફની સરહદ ઉપર આવેલાં પાટ્રકેન નામના જર્મન થાણાં ઉપર રશિઆએ ગોળીબાર કર્યાં અને જમંન સેપાહોએ પણ તેવીજ રીતે તેનો જવાબ વાળ્યો. પરંતુ તે દરમ્યાન કોઇનાં માણસોની ખુવારી થઇ નહોતી. તમામ જરમન લશકર એકઠું કરવાનું ફરમાન આજે બહાર પાડવામાં આવ્યું.

તા૦ ૨ જી ઓગસ્ટને દિને જર્મનીએ ફ્રાન્સમાં સીરે ખાતે ચડાઇ મોકલી. જર્મન લશકરે લાંગ્રે ઉપર હલ્લો કર્યો અને વળી લશકરની ગાડીઓ આગળ જઇ શકે એવા હેતુથી જર્મનીએ તટસ્થતાના નિયમનો ભંગ કરી લકસંબર્ગ ખાતેનો પુલ કબજે કર્યો. બીજી તરફ રશીઆએ જર્મની ઉપર ચડાઈ લઇ જવાને બીયાલા ખાતે પોતાના કોઝાક સેપાહોની ફોજ મારફતે જર્મનો ઉપર હલ્લો કર્યો. ફ્રાન્સ ખાતે લશકર એકઠું કરવાનો હુકમ બહાર પડતાંજ ભારે ધામધુમ મચી રહી. ફ્રેન્ચ સરકારે તમામ સ્થળો ખાતેનાં પોતાનાં લશકરને તાબડતોબ ફ્રાન્સમાં આવી પહોંચવાનો હુકમ કર્યો. આખા યુરોપમાં લડાઇ જાગશે એ વિષે હવે ઇગ્લંદને કાંઇજ સંશય રહ્યા નહિ. ઇંગ્લંડનાં સંસ્થાનો તેમજ અન્ય ભાગોએ દેશભક્તિ તેમ માતૃભૂમિ માટેની પ્રીતિના પૂર્ણ આવેશથી ખરા જીગરની મદદ આપવાનું જાહેર કર્યું.

## બેલ્જીઅમની તટસ્થતા.

તા૦ ૩ જી ઓગસ્ટને દિને ફ્રાન્સમાં લોંગવી ખાતે લડાઇ થઇ તેમાં જરમન લશકરના બે અમલદારો માર્યા ગયા. વળી ત્યાં એવી વાત ફેલાઇ કે એક લાખ જેટલું જર્મન લશકર ચડી આવે છે. આ વખતે પણ જર્મનીએ બેલ્જીઅમને એક સંદેશો મોકલી કહ્યું કે, જર્મનીને બેલ્જીઅમ સાથે કોઈ જાતનો વાંધો નથી માટે અમારા લશકરને તમો પસાર થવા દો તો અમે તમારી તટસ્થતાનો બીલકુલ ભંગ કરીશું નહિ. પરંતુ જો તમે એ વાત મંજુર નહિ રાખો તો જર્મની જોરજબરીથી પોતાનું લશકર તમારા મુલકમાં દાખલ કરીને પોતાને જોઇતો માર્ગ કરી લેશે અને તેનાં જે પરિણામ આવે તે સહન કરવાને તમારે તૈયાર થવું. બેલ્જીઅમે એ સંદેશાની બીલકુલ પરવા કરી નહિ. ઈંગ્લંડમાં આમની સભાની એક સભા આજે મળી હતી તેની સમક્ષ ભાષણ કરતાં પરદેશખાતાંના પ્રધાન સર એડવર્ડ ગ્રેએ જણાવ્યું કે, યુરોપમાં શાંતિ જળવાઈ રહે તે માટે બ્રીટીશ પ્રધાનમંડળે અસાધારણ મહેનત કરી છે. યુરોપના કોઇ પણ એક પક્ષ સાથે ઈંગ્લંડે જોડાવું તો પડશેજ. એ વિષે હવે બીલકુલ મતભેદ રહયો નથી. જર્મની જો બેલ્જીઅમની તટસ્થતાનો ભંગ કરશે તો તે વાત ઈંગ્લંડ સાંખી શકશે નહિ એવો સંદેશો જર્મની ઉપર મોકલી આપ્યો છે.

તા૦ ૪ થી ઓગસ્ટને દિને એલેન્ડ ખાતે જર્મન અને રશીઅન કાફલા વચ્ચે યુદ્ધ થયું. જર્મન કાફલાએ રશીઅન કાફલાને આ વખતે ફીન્લેન્ડના અખાતમાં હાંકી કહાડયો. ઈંગ્લંડે પાછો બીજો એક છેવટનો સંદેશો મોકલી બેલ્જીઅમની તટસ્થતાનો ભંગ નહિ કરવા જર્મનીને સુચવ્યું. મી૦ એસ્કવીથે પાર્લામેન્ટમાં એક ખુલાસો કરીને બતાવી આપ્યું કે જર્મનીને સમજાવવાનો બ્રીટનનો સઘળો પ્રયાસ નિષ્ફળ નિવડયો હતો.

જર્મનીએ ઇંગ્લંડના બેઉ સંદેશાને અભરાઇ પર ચડાવી આજે બેલ્જીઅમ ઉપર ચડાઇ પણ કરી. એક જર્મન વિમાને ફ્રાન્સનાં લુનેવ્હિલે શહેર ઉપર બોંબ ફેંકી થોડું એક નુકસાન પણ કર્યું. ઓસ્ત્રીઆએ સર્વિયા ઉપર સંખ્યાબંધ સ્થળોએ હુમલા કર્યાં પણ તે દરેક વખતે સર્વિયનોએ ઓસ્ત્રી-અનોને પાછા હઠાવ્યા અર્થાત ઓસ્ત્રીઆનું કાંઇ વળ્યું નહિ. સર્વિયાની એક ઇંચ જેટલી જમા પણ ઓસ્ત્રીઆ કબજે કરી શક્યું નહિ. જર્મનીએ વોરસા શહેર નજીકનાં પોલેન્ડનાં ત્રણ મથકો કબજ કર્યાં. એક ફ્રેન્ચ વીમાનીએ ટોલ ખાતે જર્મનીનું એક ઝેપેલ્લીન વિમાન ભાગી નાખી તે ઉપરનાં માણસોને મારી નાખ્યાં.

## ઇંગ્લંડે લડાઇ જાહેર કરી.

તા. ૫ મી ઓગસ્ટને દિને જર્મનીએ બીજો એક સંદેશો મોકલીને બેલ્જીઅમને જણાવ્યું કે, અમે જે કહીએ છીએ તે કબુલ કરો નહિ તો પછી અમે ચડાઇ લાવીશું. ઇંગ્લંડ અને જર્મનીએ એકબીજાની સામે લડાઇ જાહેર કરી. જર્મનો મ્યુઝ નદી પાસે આવી પુગ્યા અને જ્યારે જોયું કે, કિલ્લો સરળતાથી કબજે લેઇ શકાય તેમ નથી ત્યારે તેમણે લીજના કિલ્લા ઉપર તોપનો મારો ચાલુ કર્યો. જર્મનોએ મ્યુઝ નદી ઉપર પુલ બાંધવાની તજવીજ કરવા માંડી એટલે બેલ્જીઅમ તરફથી જર્મન સેના ઉપર તોપનો મારો શરૂ કરવામાં આવ્યો તેમાં જર્મનોની ભારે ખુવારી તો થઇ છતાં આખરે તેઓ મ્યુઝ નદી ઓળંગ્યા તો ખરાજ. બેલ્જીઅ-નોએ વળી લીજ ખાતે જર્મનીનું એક વિમાન પણ ભાગી નાખ્યું આલ્જીરીઆના કિનારા પાસે ફ્રેન્ચ કાફલાએ જરમન બારકસ "પેન્થર" ને ડુબાડી દીધું. જર્મનીનું "કોએન્જીન લુઇ" નામનું સુરંગો ગોઠવનારૂં એક બારકસ ટેમ્સ નદીના મુખ આગળ જવાની તજવીજમાં ફરતું હતું

તેમ બ્રીટીશ લાઇટ ક્રુઝર "એમ્ફીઅન" ડુબાડી દીધું પરંતુ તે બાદ એક સુરંગ સાથે અથડાઇને એમ્ફીઅન પણ ૧૩૦ માણસો સાથે ડુબી ગયું હતું. રશીઅન સરહદની આસપાસ ફરનારાં જર્મન વિમાનોને પાછાં હાંકી કહાડવામાં આવ્યાં. ઇંગ્લંડના લડાઇ ખાતાના પ્રધાન તરીકે મી૦ એસ્કવીથની જગાએ લોર્ડ કીચનરને નીમવામાં આવ્યા. ઇંગ્લીશ કાફલાના સરદાર તરીકે સર જોન જેલીકોની નીમણુંક થઇ. યુનાઇટેડ સ્ટેટસના પ્રેસીડંટ વીલ્સને પોતે સમાધાન કરાવી આપવાને વચ્ચે પડવા જણાવ્યું.

તા૦ ૬ ઠી ઓગસ્ટને દિને આ બારીક સમયે પરદેશખાતાંએ જે પત્ર વહેવાર કર્યો હતો તે પ્રગટ કરવામાં આવ્યો. લોર્ડ મોર્લી, મી૦ ત્રેવેલ્યન અને મી૦ બર્ન્સ એઓએ પ્રધાન તરીકેના પોતાના હોદ્દાઓનાં રાજીનામાં આપ્યાં. આયરલેન્ડ ખાતે જે હથીઆરબંધીનો કાયદો થોડાજ વખત પહેલાં લાગુ પાડવામાં આવ્યો હતો તે રદ કરવામાં આવ્યો.

તા૦ ૭ મી ઓગસ્ટને દીને બેલ્જીઅમની સરહદ ઉપર થયલી લડાઇમાં જર્મનો પાછા હઠયા. વ્હાઇસ અને આરજેટાઉ શહેરોને બાળી નાખવામાં આવ્યાં. પણ બેલ્જીઅનો તેથી જરા પણ નાઉમેદ થયા નહિ. જર્મનીએ સ્વીટઝરલેન્ડની તટસ્થતાનો પણ ભંગ કર્યો. સર્વિઆએ એસ્ત્રીઅનોને બેલગ્રેડથી વીશ માઇલ દૂર સુધી હાંકી કહાડયા. નામદાર શહેનશાહ જોર્જે પોતાની પ્રજાને કહ્યું કે, ઇશ્વર ઉપર ભરોસો રાખી એક દીલથી વર્તજો. દરીઆઇ કાફલા જોગું એક જાહેરનામું બહાર પાડીને તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે, આજ સુધી જેવી આબરૂ ધરાવો છો તેવીજ આબરૂ કાયમ રહે તે માટે મહેનત કરજો. ઇંગ્લંડે તેજ વખતે એટલું પણ જાહેર કર્યું છે કે, ચાર મહિના ચાલે તેટલા ઘઉં અત્યારે દેશમાં પડેલા

છે અને બીજો મોટો જથ્થો દેશાવરો ખાતેથી ચડી ચુક્યો છે. ૬૦૦૦ ટન જેટલા વજનની એક બ્રીટીશ ઓઇલ સ્ટીમર સુરંગ સાથે અથડાઇને ડુબી ગઇ. પ્રીન્સ ઓફ વેલ્સે આજે સંકટનિવારણ ફંડ ખોલ્યું. લીજના કીલ્લાઓ ઉપર જરમનોએ વારંવાર હલ્લા કર્યાં પણ દરેક વખતે તેમને ભારે ખુવારી સાથે પાછા હઠવાની ફરજ પડી. આશરે પચીશ હજાર જેટલું જર્મનીનું માણસ આ હુમલાઓ કરતાં મરણ પામ્યું અને આખરે જર્મન સૈન્યે ૨૪ કલાક સુધી લડાઇ બંધ કરવાની અરજ કરી. વીરબાલન ખાતે રશીઅનોની ભારે ખુવારી થઇ. જરમની અને ઓસ્ત્રીઆ સાથે જોડાઈ જવા માટે ઇટલી ઉપર ભારે દબાણ ચલાવવામાં આવ્યું.

## ઓસ્ત્રીઆએ રશિયા સામે લડાઈ જાહેર કરી.

તા૦ ૮ મી ઓગસ્ટને દિને ફ્રેન્ચોએ આલ્સેસની સરહદ ઓળંગી એક ભયંકર લડાઇ લડીને આલ્ટકર્ચ અને મુલહોસનનો કબજો લીધો. આ લડાઇમાં જરમનોની ભારે ખુવારી થવાથી તેઓ ફાવે તેમ નાસવા લાગ્યા હતા. પારીસમાં તેથી જાણે કે ઉત્સવ હોય તેવી ધામધુમ થઇ રહી. રશીયન સરહદ ઉપર એક લડાઈ થઇ તેમાં પણ જર્મનીનાં સો માણસ માર્યાં ગયાં. કોએનીગ્સબર્ગ અને ડેન્ઝીગ ખાતે જરમન કાફલો અત્યંત ત્વરાથી જમા થવા લાગ્યો. મ્યુઝ નદીની આસપાસ જે જર્મન ઘોડેસ્વાર પલટણ પડેલી હતી તેને બેલ્જીઅન ઘોડેસ્વાર લશકરે લગભગ કાપી નાખી. જરમન ટોગોલેન્ડ તથા આફ્રિકા ખાતેનું દક્ષિણ ટોગોલેન્ડ બ્રીટીશ લશકરે સર કર્યું. બોસ્નીઆ ખાતેનું વીસીગાર્ડ શહેર ઓસ્ત્રીઅન લશકર ખાલી કરી ગયું હતું તે સરવીઅનોએ કબજે લીધું. ઇટલીએ ગમે તેવું દબાણ છતાં પોતાની તટસ્થતા કાયમજ રાખી.

તા૦ ૯ મી ઓગસ્ટને દિને બ્રિટીશ બારકસોના એક કાફલા ઉપર જરમન સબમરીનોએ હુમલો કર્યો પરંતુ બ્રીટીશ બારકસોને તેથી જરા પણ નુકસાન પુગ્યું નહિ અને એક જર્મન સબમરીન ડુબી ગઇ. સ્ટીરની ખીણના માર્ગે રશીઅનોએ ઓસ્ત્રીઅન મુલક ઉપર હલ્લો કરી ઓસ્ત્રીઅનોને નસાડયા. ફ્રેંચો આગળ વધવાથી જર્મનોએ લકસમબર્ગ ખાલી કર્યું. જરમનો લીજ ખાતેથી પણ પાછા હઠવા લાગ્યા. જરમનીએ બેલ્જીઅમને એવી ધમકી આપી કે ભવિષ્યમાં આ બધાંનો બદલો લેવામાં આવશે. ડેહોમી ખાતેની ફ્રેન્ચ ફોજે પશ્ચીમ આફ્રિકા ખાતેનું જર્મનીનું ઉત્તર ટોગોલેન્ડ કબજે કર્યું. સ્વીડન અને નોરવેએ પરસ્પર તટસ્થતા જાહેર કરી. ટરકીએ બલગેરીયામાં ડેડીઆગાચ આગળ લશકર એકઠું કરવા માંડયું.

તા. ૧૦ મી ઓગસ્ટને દિને પણ જર્મનીએ લીજના કીલ્લા ઉપર વારંવાર હલ્લા કર્યા પણ બેલ્જીઅનો પાસે તેનું કાંઇ વળ્યું નહિ. જર્મનીના એ પ્રસંગે પુષ્કળ માણસો મરી ગયાં તે ઉપરાંત બેલ્જીઅમે આઠ હજાર જર્મન સેપાહોને કેદ કર્યા. મી. એસ્કવીથે જાહેર કર્યું કે આયરીશ વોલંટીયર પલટણનું બંધારણ કરવાનું તથા તેને સજ કરવાનું કામ લોર્ડ કીચનર બજાવશે. ઇંગ્લંડમાં જે હડતાલીઆઓ અને સફ્રેજીટો કેદમાં હતાં તેમને છોડી મુકવામાં આવ્યાં. ઓસ્ત્રીઆ અને ફ્રાન્સ વચેનો રાજ્યદ્વારી સંબંધ પણ તુટેલો હોવાનું જાહેર કરવામાં આવ્યું. મોન્ટીનેગ્રીનોએ એડ્રીઆટીક સમુદ્રને કીનારે આવેલું સ્પીઝા અને બીજાં બે શહેર કબજ કર્યાં. બ્રીટીશ બારકસ બરમીંગહામે જરમનીની બીજી એક સબમરીન બોટ ડુબાડી. કેનેડાએ આટાની દશ લાખ ગુણુ આપવા જણાવ્યું. ઓસ્ટ્રેલીઆનો કાફલો

લડાઇ પુરી થાય ત્યાં સુધીને માટે બ્રીટીશ નૌકાસેના ખાતાને હસ્તક મુકવામાં આવ્યો. પહેલો અને બીજો જાપાનીઝ કાફલો બહાર પડયો.

તા. ૧૧ મી ઓગસ્ટને દિને કેટલોક વખત થયાં બંધ પડેલો બ્રીટીશ વેપાર પાછો શરૂ થયો. બલગેરીઆના વડા પ્રધાને જાહેર કર્યું કે બલગેરીઆએ તટસ્થતા જાળવી રાખવાનો ઠરાવ કર્યો છે તો પણ તેને રક્ષણ અર્થે કેટલાંક કામ કરવાની ફરજ પડે છે. લોર્ડ ક્રુએ જાહેર કર્યું કે લંડન ખાતે વસતા હિંદીઓએ જે વફાદારી જાહેર કરી તેથી મારા મન ઉપર ઉંડી અસર થવા પામી છે. ઓસ્ત્રીઅનોએ ક્રેકાઉ ખાતેથી કીલ તરફ આગળ વધવા માંડયું. સર્વિયાએ સત્તાવાર અહવાલમાં જાહેર કર્યું કે હવે એક પણ ઓસ્ત્રીઅન સેપાહ સર્વિયાના મુલકમાં રહયો નથી. જર્મનોએ બેલજીઅમમાં ટાગ્રેસ ખાતે હુમલો કરી ત્રીજોરીમાંની રોકડ તથા ખાધખોરાકીનો તમામ સામાન લુંટી લીધો. ફ્રેન્ચ લશકર બેલજીઅમ લશ્કરને જઇ મળ્યું. બેલ્જીઅમ ખાતે જર્મની અને ઓસ્ત્રીઆની કુલે ૨૨ પલટણ આવી હતી તે દરેકમાં ચાલીશ ચાલીશ હજાર માણસ હતું. એ મોટાં સૈન્ય સાથે બાથ ભીડવાને ફ્રાન્સ અને બેલ્જીઅમની ૨૩ પલટણો તૈયાર થઈ. કેદ પકડાયલા એક જર્મન પાસેથી મળેલા એક કાગળ ઉપરથી સાફ સમજાયું કે, જર્મનીએ તા. ૩ ને દિને બ્રુસેલ્સ ખાતે અને તા. ૫ મી ને દિને લીલે ખાતે જઇ પુગવાનો તાકડો રચ્યો હતો. જર્મનોએ સ્વાકોપલંડ અને લ્યુડરીઝબચ ખાલી કર્યાં.

તા. ૧૨ મીને દિને ઇંગ્લંડ અને ઓસ્ત્રીઆ વચે લડાઈ હોવાનું જાહેર કરવામાં આવ્યું. સર્વિયાએ ઓસ્ત્રીઅનોને ઉપરાસાપરી હાર ખવડાવવાથી

હવે ઓસ્ત્રીઆએ પોતાનો બચાવ કરવા માંડયો. ફ્રાન્સે પણ ઓસ્ત્રીઆ સાથે લડાઇ હોવાનું જાહેર કર્યું. ઓસ્ત્રીઆએ મોન્ટીનીગ્રોનો માર્ગ બંધ કરવાની તૈયારી કરવા માંડી અને મોન્ટીનેગ્રીનોએ કેટારો ઉપર તોપનો મારો ચલાવ્યો. લેમબર્ગ ખાતે રશિયા સાથે લડવા પછી ઓસ્ત્રીઅનો પાછા હઠવા લાગ્યા. બેલ્જીઅનોએ લેન્ડોન પાછું કબજે લીધું. જરમન લશકરે લીજથી આગળ વધી બેલ્જીઅમનાં મધ્યસ્થળ તરફ જવા માંડયું. જર્મન બારકસો "ગોબેન" અને "બ્રેસલો"એ ડારડેનલ્સની સામુદ્રધુનીમાં દાખલ થઇ પરદેશી સ્ટીમરોની જડતી લેવા માંડી. જર્મનીએ એવું જાહેર કર્યું કે આલ્સેસ ખાતે ૧૫૦૦ ફ્રેન્ચોને કેદ કરવામાં આવ્યા છે પરંતુ ફ્રેન્ચ અમલદારોએ તે વાત ખોટી જાહેર કરી. હોલેન્ડ તટસ્થ રહેવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

તા. ૧૩ મી ઓગસ્ટને દિને બેલ્જીયમ અને જર્મની વચ્ચે મોટી લડાઇ સરૂ થઇ. ટાન્ગ્રેસની આસપાસ ગોળાઓના ધડાકા સંભળાયા કરતા હતા. લીજ અને લક્સમબર્ગ ખાતે જર્મનીની કુલે ૨૬ પલટણ આવી પુગી હતી. હોલેન્ડે સાફ સાફ જાહેર કર્યું કે જે કોઈ હોલેન્ડની તટસ્થતાનો ભંગ કરશે તેણે હોલેન્ડ સાથે લડાઈમાંજ ઉતરવું પડશે. હાલેન ખાતેની મોટી લડાઇમાં બેલ્જીઅમની જીત થઇ. રશિઆએ ૧૩ જર્મન અને ૧૨ ઓસ્ત્રીઅન સ્ટીમરો કેદ કરી. એજ દિવસે મુંબઇમાં ટાઉનહોલમાં સર ફિરોજશાહ મેહેતાનાં પ્રમુખપણા નીચે આ લડાઇના સંબંધમાં એક ગંજાવર સભા મળી તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે સરકારને જાત મહેનતથી મદદ કરવી.

તા. ૧૪ મી ઓગસ્ટને દિને લંડન ખાતે અઢીસો બંગલાઓના માલેકોએ સરકારને જણાવ્યું કે તેઓ હોસ્પીટલો ઉઘાડવા માટે પોતાના બંગલાઓ

આપવાને તૈયાર છે. ઓથેન ખાતે બે દીવસ સુધી લડાઇ ચાલ્યા પછી આખરે જર્મની હાર્યું અને ફ્રેંચોએ તેમની પુઠ પકડી. આ લડાઇમાં જર્મનીનું ૬૦ ટકા જેટલું માણુસ માર્યું ગયું હતું. તેની એક આખી ડ્રેગુન પલટણુનો પુરો સંહાર થયો. એક બેટરી કબજે થઇ અને ૧૦૦૦ જર્મન ઓફીસરો તથા સેપાહો કેદ થયા. બધેજી ખાતે પણ જર્મનીની હાર થઇ. જર્મનીએ પોલેંડ ખાતેનું કાલીઝ શહેર કબજે કર્યું. રશિઆએ સોકલ અને ગેલીશીયા પ્રાંતો ઓસ્ત્રીઆ પાસેથી લેઇ લીધા. નીસાલેન્ડ ખાતે "વીસમન" નામની જર્મનીની લડાઇને લગતી સ્ટીમર પકડાઇ અને ઓસ્ત્રીઆની "બ્યેરન ગ્યાંઝ" નામની સ્ટીમર ડુબાડી દેવામાં આવી.

તા. ૧૫ મી ઓગસ્ટને દિને એમ જણાવવામાં આવ્યું કે જર્મનીના "ગોબેન" અને "બ્રેસલો" એ બે બારકસો ડારડેનેલ્સમાં દાખલ થયાં હતાં તે ટરકીએ ખરીદ કરી લીધાં છે. નીસ્ટર નદીની આજુબાજુમાં રશિયાએ બે ઓસ્ત્રીયન પલટણોને હરાવીને જીત મેળવી. રશિયન શહેનશાહે પોલન્ડને સ્વરાજ્ય બક્ષવાનું જાહેર કર્યું. ઓસ્ત્રીઅનો સર્વિયનો સાથે લડીને ડ્રીના નદીની સામી પાર ઉતર્યા. ફ્રેંચો બેલ્જીયમ ખાતે ચારલેરોય ખાતે જઇ પહોચ્યા. ફ્રેંચોએ પાંચ દિવસ સુધી લડીને સાલ્સનો ઘાટ સર કર્યો. અંગ્રેજોએ ડેઅરસલમનું વાયરલેસ ટેલીગ્રાફનું સ્ટેશન કબજ કર્યું અને અલેકઝાંડ્રા ખાતે "મરીઅનબાદ" નામની ઓસ્ત્રીયન આગબોટને કેદ પકડી. ફ્રેંચોએ એક જર્મન ઝેપેલીન વિમાન નેન્સીની નજદીકમાં ભાંગી નાખ્યું.

તા. ૧૬ મી ઓગસ્ટને દિને ફ્રેંચોએ જરમન લશકરને અબરીકોર્ટ તથા સીરે ખાતે હરાવ્યું. જર્મન લશકર વાગસેન અને ઉત્તર આલ્સેસ

તરફ નાસવા લાગ્યું. ડીનાન્ટ ખાતે પણ ફ્રેંચોએ જર્મનીને ઘણાં માણુસોની ખુવારી સાથે પાછું હઠાવ્યું. ટરકી લશકર એકઠું કરતું હતું તેનું શું કારણ છે તે ગ્રીસે જાણવા માગ્યું. બુડાઉથી ઘણે દુર ફ્રેંચ કાફલાએ બે ઓસ્ત્રીયન સ્ટીમરો સળગાવી મુકી. બલ્ગેરીઆની સરકારે જાહેર કર્યું કે જાણે ઘેરો ઘાલેલો હોય એવી બલ્ગેરીઆની સ્થીતી થઇ પડી છે.

## જર્મનીને જાપાનનો સંદેશો.

તા. ૧૭ મી ઓગસ્ટને દિને જર્મન શહેનશાહ મેંઝ ખાતે ગયા. રશિયા, બગ અને સ્ટીર તરફથી ઓસ્ત્રીઆમાં દાખલ થયું. જાપાને જર્મનીને એવો સંદેશો મોકલ્યો કે, જાપાન સમુદ્ર તથા ચીન સમુદ્રમાંનો તમારો કાફલો ખેંચી લો અથવા તે ઉપરનાં હથીઆર ઉતારી નાખો અને કીયાચાઉનું બંદર ચીનને પાછું આપવા માટે અમારે સ્વાધીન કરો; આ સંદેશાનો જવાબ તા. ૨૩ મીને દિને બપોર સુધીમાં આપવો. ફ્રેંચ કાફલાએ ૨૦૧ માણુસ સાથેની એક ઓસ્ત્રીયન સ્ટીમર ડુબાડી, કયાટારી સુધીનો સમુદ્ર વિસ્તાર ખુલ્લો કર્યો. બ્રીટીશ ઇસ્ટ આફ્રિકાનું ટોબ્હેટા જરમનીએ સર કર્યું. ઇટલીના પરદેશખાતાંના પ્રધાને ખુલી રીતે જણાવ્યું કે ઇટલી ઇંગ્લંડ સામે કદી પણ લડવા ઉતરશે નહિ. સર જોન ફ્રેંચની સરદારી હેઠળ ૧૬૭૦૦૦ માણુસ જેટલું અંગ્રેજ લશ્કર ફ્રાન્સ પહોંચ્યું.

તા. ૧૮ મી ઓગસ્ટને દિને ફ્રેંચોએ આલ્સેસ પ્રાંત ઉપર ચડાઈ કરી અને જર્મન લશકરે પાછળ હઠવા માંડયું. જર્મનીએ માત્ર રસ્તો આપો એવો બેલજીઅમને બીજો સંદેશો મોકલ્યો હતો પણ બેલજીઅમે તે માગણી કબુલ રાખી નહિ. ટરકીએ પોતે પૂર્ણપણે તટસ્થજ રહેશે એવું ઇંગલંડને વચન આપ્યું. રશિયન શહેનશાહ મોસ્કો ખાતે આવ્યા

સીનોરકૅમ્પસ સાથે ચલાવવામાં આવેલી વર્તણુંક માટે બ્રાઝીલે જર્મની પાસે ખુલાસો માગ્યો. જર્મન યુવરાજ ઘાયલ થયા એવી ખબર પ્રગટ થઇ. શાબાઝની નજદીકમાં સર્વિયાએ ત્રણ ઓસ્ટ્રિયન પલટણને હરાવી ૧૪ તોપ કબજે કરી. ફ્રેંચોએ કોલમર લીધું. ફ્રાન્સની મદદે ગયલા લશ્કરને ઉદેશી નામદાર બ્રીટીશ શહેનશાહ પાંચમા જેર્જે એક પેગામમાં જણાવ્યું કે, "મારા રાજ્યની મોટાઇ અને સુરક્ષીતપણું કાયમ રાખવાને તમે સ્વદેશભુમી છોડી જાઓ છો. જે બેલજીઅમ દેશનું સંરક્ષણ કરવાની આપણી ફરજ છે તેના ઉપર ચડાઈ લઇ જવામાં આવી છે અને એજ બળવાન શત્રુએ ફ્રાન્સ ઉપર ચડાઇ લેઇ જવાની હીંમત ભરી છે. મારા શૂરવીર સેપાહો, મને તમારા ઉપર પુરો ભરોસો છે પણ એ વાત ધ્યાન રાખજો કે "કર્તવ્ય" એ એકજ વાત તમારા મનમાં હોવી જોઇએ. તમે તમારૂં કર્તવ્ય ખરાં દીલથી બજાવશો એવી મને સંપૂર્ણ ખાત્રી છે. તમારી દરેક હીલચાલ ઉપર હું પૂરી ઉત્કંઠા સાથે ધ્યાન રાખતો રહીશ અને તમે દિનપરદિન જે પ્રગતિ કરશો તે જોઇને મને ભારે આનંદ ઉપજશે. તમારૂં શ્રેય કરવાની વાત હું કદીપણ વિસરીશ નહિ એ તમે બરાબર સમજજો. તમારૂં રક્ષણ થાય અને તમે વિજય મેળવીને પાછા ફરો એજ પરમેશ્વર પાસે મારી પ્રાર્થના છે." લોર્ડ કિચનરે તેજ વખતે એક હુકમ બહાર પાડયો હતો. તેમાં તેઓએ પણ સેપાહોને એજ પ્રમાણે કહ્યું હતું કે, "ફ્રાન્સ અને ઇંગ્લંડનો શત્રુ હાલમાં ફ્રાન્સ ઉપર ચડાઈ લેઇ આવે છે તે વખતે ફ્રેંચ લશ્કરને મદદ કરવાને તમને પરદેશ મોકલવામાં આવે છે. તમારે જે ફરજ બજાવવાની છે તેની સાથે ધૈર્ય, ઉત્સાહ, શાંતચિત્તતા એ ત્રણ ગુણોનો નિકટ સંબંધ છે. તમો દરેકની વર્તણુક ઉપરજ બ્રીટીશ લશ્કરની મોટાઇનો આધાર છે. લશ્કરી સભ્યતા વિષે

બીજાને પણ બોધરૂપ થઈ પડે તેવી રીતભાત રાખવી અને જેઓને મદદ કરવા તમે જાઓ છો તેમની સાથે ભાઇબંધીથી વર્તવું એ તમારી ફરજ છે. આપણે મોટા ભાગે મિત્ર રાજ્યના મુલકમાંજ લડવું પડશે. તમે ફ્રાન્સ અને બેલ્જીઅમ દેશમાં અંગ્રેજ સીપાહોની ખરી વર્તણુંક પ્રમાણે વર્તશો તો તે તમે તમારા દેશની સાચી સેવા બજાવ્યા સમાન થઇ પડશે. હમેશાં આજ્ઞાધીનપણું, શાંતિ અને પ્રીતિ હૃદયમાં રાખજો. આ જીંદગીનો વિનાકારણ નાશ થાય એવું કાંઈ પણ કામ કરશો નહિ. લુંટ કરવી એ તો એક અતિશય નામોશીભરેલું કામ છે એ વાત ધ્યાનમાં રાખજો. તમને ભારે માન આપવામાં આવે અથવા તો તમારા ઉપર વિશ્વાસ રાખવામાં આવે ત્યારે તમારે પણ એવી રીતે વર્તવું જોઇએ કે તમે એ માન અને વિશ્વાસને યોગ્ય પુરવાર થાઓ. શરીરે મજબુત નહિ હો તો તમે તમારી ફરજ બજાવી શકશો નહિ માટે કોઇ પણ રીતે તંદુરસ્તી બગડે તેવું કરશો નહિ. તમે હવે જે નવીન પ્રકારના કામમાં જોડાઓ છો તે દરમ્યાન તમે દારૂ અને સ્ત્રીના મોહમાં પડો એવો બહુ સંભવ છે. પરંતુ તમારે તેમાંની એક પણ ચીજનો મોહ રાખવો નહિ જોઇએ. સ્ત્રીઓના પરિચયમાં આવો તો તેમની સાથે વિશેષ પરિચય નહિ પાડતાં સભ્યતાથી વર્તજો. તમે તમારૂં કામ શુરાતનથી બજાવજો, ઇશ્વરનો ભરોસો રાખજો અને શહેનશાહને માન આપજો.” રશિયાએ જર્મનીમાં પાંચ થાણાં સર કર્યાં. લીજની ઉત્તરે તેમજ દક્ષિણે થઇને જર્મનો દેશમાં દાખલ થતા હતા એ જોઇ બેલ્જીઅમની સરકારે રાજધાની છોડીને એન્ટવર્પ ખાતે દરબાર લેઇ જવાની ગોઠવણ કરી. ઉત્તર સમુદ્રમાં ચોકી કરનારી બ્રીટીશ લડાયક સ્ટીમરો અને જર્મનીની ચોકી કરનારી લડાયક સ્ટીમરો વચ્ચે કાંઇક લડાઇ થઇ પણ તેનું કોઇ જાતનું પરિણામ

આવેલું જણાયું નહિ. ઇંગ્લંડ ખાતે અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓએ પોતે વોલંટીઅર થવાની વિનંતી કરી પરંતુ લોર્ડ ક્રુએ તેમની એ રાજ્યનિષ્ઠા માટે તેમનો આભાર માનીને તેવી પરવાનગી આપવા ના પાડી પણ બીમારોની સારવાર કરનારી એક મંડળી ઉભી કરવાની પરવાનગી આપી. અંગ્રેજોએ જર્મની અને ઓસ્ટ્રીઆની આશરે ૧૧૦ વેપારી સ્ટીમરો પકડી. અમેરીકાના પ્રેસીડંટે પોતાની પ્રજાને જણાવ્યું કે કોઇ એક પક્ષ પકડીને તટસ્થતાનો ભંગ કરવો નહિ. "સ્ટેંડર્ડ" પત્રના વિએના ખાતેના ખબરપત્રીએ વળી એવી ખબર આપી કે, ઇજીપ્ત, હિંદુસ્થાન, મધ્ય એશિયા, આલ્જીરીઆ અને મોરોક્કો ખાતે છુપા જાસુસો મોકલી ત્યાં ઝઘડા ઉભા થાય એવી તજવીજ કરવામાં આવે છે. દક્ષિણ આફ્રિકા ખાતે મજુર વર્ગ પાસે મુશકેલી ઉભી કરાવવાની તજવીજ ચાલુજ છે અને ત્યાંના ગોરા કામદારોનો એક આગેવાન લડાઈ શરૂ થતાંજ બાર્લીન ખાતે આવ્યો છે. અંગ્રેજ લશકરે બુલોન જઈ પહોંચતાં ફ્રેંચોએ તેને ભારે માન આપ્યું.

તા. ૧૯ મી ઓગસ્ટને દિને રશિયાએ ગારોડો રઝમીન રસ્તા ઉપરનાં જરમન ઘોડેસ્વાર લસ્કરને ખુબ સપડાવીને તેનો નાશ કર્યો. ૨૫૦ માઇલ જેટલાં રણક્ષેત્ર ઉપર જર્મની અને બેલજીઅમ વચ્ચે ભારે યુધ્ધ ચાલી રહ્યું હતું. જર્મનીએ ડીએસ્ટ ઉપર તોપોનો મારો ચાલુ કર્યો હતો. ફ્રેંચ અને અંગ્રેજ લસ્કર પણ ત્યાં જઇ પહોંચ્યું હતું ખરૂં પરંતુ કાંઇ કારણસર તેને પાછું હઠવું પડયું. મ્યુઝ નદી તરફથી જર્મનીનું મોટું લશકર આવતું હતું અને તે લીજ અને નામુરમાં થઇને આવતું હતું.

તા. ૨૦ મી ઓગસ્ટને દિને ફ્રેંચોએ મુલહાસેન પાછું કબજે લીધું. ફ્રેંચોએ આલ્સેસ ખાતે ગાવપિલર લીધું. રશિયાએ પૂર્વ પ્રશીઆમાં ગનબિનુન કબજે કર્યું. અને બાર તોપો તથા સંખ્યાબંધ કેદી મેળવ્યા. બેલ્જીઅનો લડાઈનાં ધોરણસર બ્રુસેલ્સ છોડી ગયા અને જર્મનીએ તે લેઈ લીધું. ફ્રેંચોને લોરેન પ્રાંત ખાતે પાછું હઠવું પડયું. બીજી તરફ રશિયા પ્રશિયાની સરહદ ઓળંગી આશરે વીશ માઇલ આગળ ચાલી આવ્યું.

તા. ૨૧ મી ઓગસ્ટ સુધી લિજનો કિલ્લો હજુ જર્મનીને તાબે થયો નહોતો અને ફ્રેંચો તથા અંગ્રેજોએ આગળનો ભાગ મજબુતીથી પોતાને તાબે રાખ્યો હતો. મુલહાસન અને આલકર્સની વચમાં ફ્રેંચોએ જર્મનો સાથે બહાદુરીથી લડીને જર્મનીની ૨૪ તોપ લેઇ લીધી. રહાઈન નદી તરફ જર્મનો પાછા હઠતા હતા તેમજ ફ્રેંચ લશકરનો મોખરાનો ભાગ પણ સહેજ પાછો હઠવા લાગ્યો. ક્રાસનીક ખાતે ઓસ્ત્રીઆએ રશિયનો ઉપર હલ્લો કર્યો પણ તેમાં ઓસ્ત્રીઅનોને પાછા હઠવું પડયું અને તેના ૭ ઓફીસર તથા ૨૫૦ સેપાહોને રશિયાએ કેદ કર્યા.

તા. ૨૨ મી ઓગસ્ટ સુધી જર્મની તરફથી જાપાનના સંદેશાનો કાંઇ જવાબ મળ્યો નહોતો. વડોદરાનાં નામદાર મહારાણી ઓસ્ત્રીઆમાં કાર્લ્સબડ ખાતે રોકાઇ ગયાં છે અને નામદાર મહારાજા સયાજીરાવ ફ્રાંસમાં વ્હીચ ખાતે છે માટે નામદાર મહારાણીને લેઈ આવવાને નામદાર મહારાજા ગાયકવાડે પોતાના એક સરદારને મોકલ્યા છે એવી ખબર મળી. જર્મનીએ એલોસ્ટ અને વેટર્નનાં થાણાં કબજ કર્યાં જેથી ત્યાંનાં લોકો ઓસ્ટેંડ બંદર ખાતે ચાલી જવા લાગ્યાં. લીજ પ્રાંત ઉપર લડાઇનો

ખર્ચ વીશ લાખ પાઉંડ (ત્રણુ કરોડ રૂપયા) જેટલો જાહેર કરવામાં આવ્યો. જર્મનોએ નામુરના કિલ્લા ઉપર તોપનો મારો શરૂ કર્યો. બ્રીટીશ સરકારે જાહેર કર્યું કે, જર્મનીએ ઉત્તર સમુદ્રમાં મનમાં આવે તેમ સુરંગો ગોઠવેલી છે માટે વેપારી સ્ટીમરોએ સંભાળીને રસ્તો કાપવો. એક ફ્રેંચ લડાયક સ્ટીમરે એક ઓસ્ટ્રીઅન લડાયક સ્ટીમર ઉપર તોપનો મારો ચલાવી તેને ડુબાડી દીધી. જર્મનીએ ટરકીને વેચી નાખેલાં ગોએન અને બ્રેસલો બારકસોને ભારે નુકસાન પુગ્યું. રશિઆએ પ્રુચ નદી ઓળંગી ઓસ્ટ્રીઆનો કેટલોક ભાગ કબજે કર્યો.

## જાપાને લડાઇ જાહેર કરી.

તા. ૨૩ મી ઓગસ્ટને દિને જાપાને જર્મની સામે લડાઈ જાહેર કરી. ઓસ્ટ્રીઆ અને ઇટલી વચ્ચે વાંધા પડે અને થોડીજ વારમાં તે રાજ્યો વચ્ચે લડાઇ જાહેર થશે એમ બોલાવા લાગ્યું. એમપણુ મનાવા લાગ્યું કે ઇટલી ત્રિકુટસંધી (ફ્રાંસ, ઈંગલંડ અને રશિયા) સાથે જોડાશે. રશિયાએ પૂર્વ પ્રશિયા ખાતે ઇન્સ્ટરબર્ગ લીધું. જર્મનીએ પણુ કિયાચાઉ ખાતે મોટા પાયા ઉપર લડાઇને લગતી તેયારી કરવા માંડી. ગંબિનેન ખાતે જર્મનો અને રશિયનો વચ્ચે લડાઇ થઇ તેમાં છેવટે જર્મનોને પાછળ હઠવું પડયું. રશિયનોએ ગોલડાપ કબજે કર્યું. ફ્રેંચો આલ્સેસ પ્રાંતની બાજુએ થઇને આગળ વધવા લાગ્યા. ઉત્તર સમુદ્રમાં જર્મનીએ નાખેલી સુરંગોને લીધે બે બ્રીટીશ વેપારી સ્ટીમરો ડુબી ગઇ અને બીજી બે વેપારી સ્ટીમરોને જર્મનીએ પકડીને ડુબાડી દીધી. બેલજીઅન લશકર શત્રુને પોતાનો દેશ સોંપતાં પહેલાં ભારે શૌર્ય સાથે લડયું હતું પરંતુ શત્રુનું લશકર ઘણું મોટું હોવાથી આખરે તેને હાર ખાવી પડી હતી. જર્મનીએ બેલજીઅમ

લશ્કર એંટવર્પ ખાતે જતું હતું ત્યારે તેના પાછલા ભાગ પર હલ્લો કરી તેની ભારે ખુવારી કરી હતી.

તા. ૨૪ મી ઓગસ્ટને દિને સખ્ત યુધ્ધ થવાનું હતું. આખું યુરોપ તેનું પરિણામ જાણવાને આતુર થઇ રહ્યું હતું. જર્મની મોન્સ અને નામુર થઇને મોટું લશકર લાવતું હતું. કુલે તેની સાત પલટણ હતી. જે લડાઇ શરૂ થઇ છે તે ઓછામાં ઓછી ત્રણ ચાર દિવસ ચાલશે અને આ લડાઇમાં જે પરિણામ આવશે તે ઉપરથી ભવિષ્યમાં કોણ હુમલા કરવાની પધ્ધતિ અખત્યાર કરશે તે સમજી શકાશે એમ સૌ કોઇ માનતું હતું. રશિયા આંઝેપ સુધી આગળ વધ્યું અને જોહાન્સબર્ગ, ઓરટેલ્સબર્ગ, વીલનબર્ગ અને સોલડાઉ કબજે લીધાં. નીડેનબર્ગ છોડી જઇને જર્મનોએ ત્યાં આગ લગાડી દીધી. સર્વિયાએ લાઝનિસ, લેસનિજ અને શાબાઝ પ્રાંતો ખાતેથી ઓસ્ત્રીઅનોને છેકજ હાંકી કહાડયા અને સાવ નદી ઓળંગી હંગેરી ઉપર ચડાઇ કરવાની તૈયારી કરી તે વખતે ભારે અજાયબી વચ્ચે ઓસ્ત્રીઆએ જાહેર કર્યું કે અત્યારે ઓસ્ત્રીઆને પોતાનું સઘળું બળ રશિયાની સાથે લડવાને એકઠું કરવું પડયું છે. હવે ઓસ્ત્રીઆ સર્વિયા ખાતે જે કાંઇ પગલાં ભારે તે માત્ર ક્ષુલ્લક સમજવાં. એ ઉપરથી સાર એ સમજાયો કે હવેથી ઓસ્ત્રીઆ સર્વિયાની સામે હુમલા કરશે નહિ. બીજી તરફ સીંગટાઉ ઉપર જાપાને તોપોનો મારો શરૂ કર્યો. પોતે કરેલા કોલકરાર પ્રમાણે જાપાને જર્મની સામે લડાઇ કરવાથી હવે જાપાન અને ઈંગ્લંડ વચેની મિત્રાચારીની ગાંઠ વિશેષ મજબુત થશે એમાં કાંઇ શક નહિ એમ લંડનનાં "ટાઇમ્સ" પત્રે જણાવ્યું. પારીસ ખાતે રૂપાના સીક્કા પાડવા માટે રાત દીવસ ટંકશાળનું કામ ચાલુ રાખવામાં આવતું હતું. આલ્બેનીઆના અંદરના ભાગો ખાતેનો મામલો

ઘણો બગડતો ચાલ્યો. ફ્રાન્સે લડાઈના ખર્ચ માટે બેલ્જીઅમને એક કરોડ પાઉંડની રકમ ઉછીની આપી. આઠ નંબરનું જર્મન વિમાન સ્ત્રાસબર્ગ ખાતેથી જતું હતું તેને બ્યુડોનવિલ્હલ ખાતે ઉડાવી દેવામાં આવ્યું. લિક ખાતે જર્મન લશ્કરને રશિયાએ હરાવ્યું.

તા. ૨૫ મી ઓગસ્ટને દિને ચારલેરોઇ ખુાતે ભયંકર યુદ્ધ થયું. સાંબરે નદી ઉપરથી જે જે રસ્તેથી દાખલ થવાય તે તે રસ્તે દેશના અંદરના ભાગમાં ઘુસવું એવી જર્મનોની ગોઠવણ હતી. સાંબરે નદીના બેઉ બાજુના કીનારાઓ ઉપર સંખ્યાબંધ તોપો બેઉ પક્ષે ગોઠવી દીધી હતી. તા. ૨૩ મી સુધી તો જર્મનોને પાછા હઠાવ્યા. આ વખતે મોન્સ તરફ અંગ્રેજ લશ્કર લડતું હતું. ત્યાં જર્મનીનું ગંજાવર લશ્કર આવી પહોંચ્યું તો પણ અંગ્રેજ લશ્કરે તો લડયાંજ કર્યું. નામુરનો બચાવ કરનારા લશ્કરનો મોખરાનો ભાગ જર્મનોએ કેદ કરવાથી જે ફ્રેંચ લશકર લકસમબર્ગ તરફ રહ્યું હતું તેને પાછા હઠવું પડયું. આ લડાઇમાં અર્લ ઓફ લેવન ઘાયલ થઇ ભયભીત હાલતમાં આવી પડયા. ચારલેરોય ખાતે જર્મનીએ ત્રણ લાખ જેટલું લશકર એકઠું કર્યું હતું. નામુરનો કિલ્લો તથા ચારલેરોય જર્મનોએ સર કર્યાં પરંતુ ફ્રેંચોએ ચારલેરોય પાછું કબજે કર્યું. બેલ્જીઅમ સરકારે જાહેર કર્યું કે બેલ્જીઅમનું કુલે ૧૦૦૦૦ માણુસ અત્યાર સુધીમાં મરણ પામ્યું છે. રશિયનો પ્રશિયાની હદમાં ૪૦ માઇલ સુધી પહોંચી ગયા અને બરલીન માટે ૩૦૦ માઇલ જવાનું હતું તો રાતદીવસ કુચ કરી ત્યાં તાકીદે જઇ પુગવાનો રશિઆનો વિચાર છે એમ જણાવવામાં આવ્યું પરંતુ એ રસ્તે મોટા સરોવરો અને પર્વતો ઘણા આવેલા છે એટલુંજ નહિ પણ કોએનીસબર્ગ ખાતેનો કિલ્લો પણ ઘણો મજબુત છે.

તા. ૨૬ મી ઓગસ્ટને દિને જર્મનીએ આ જ લશકર મ્યુઝ નદીની પશ્ચીમે છે એ જોઇ તે તરફ હુમલો લઇ જવા માંડયો અને તોપોનો સખ્ત મારો ચલાવ્યો પરંતુ અંગ્રેજ તેમજ ફરેંચ લશકર બીલકુલ હઠતું નહોતું. પરંતુ બીજી એક જર્મન પલટણે બીજી બાજુએથી આવી હુમલો કરવાથી પછી ફરેંચ લશકરને પાછા હઠવાની જરૂર પડી. ફરેંચ લશકરે મ્યુઝની પૂર્વ દિશાએથી આગળ વધવા માંડયું પણ જંગલવાળા વિસ્તારમાં તેના ઉપર શત્રુએ તોપોનો સખ્ત મારો ચલાવવાથી તેને આખરે સેમાય નદીની બાજુમાં ખસી જવું પડયું. જર્મનોની પણ આ લડાઇમાં ભારે ખુવારી થઈ હતી. અંગ્રેજ લશકર પણ તે બાદ સેનાધિપતિના હુકમને આધીન થઇને પાછું હઠયું. જર્મનીએ બેલ્જીઅમ માટે એક લશકરી ગવર્નર અને દિવાની કામ માટે એક કારભારીની નીમણુંક કરી. ઓસ્ટેંડ બંદર ખાતે તો લડાઇ ચાલુજ હતી. પ્રશિયા ખાતે પણ જર્મન લશકર પાછું હઠતું હતું એ જોઇને જર્મનીએ કોએનીસબર્ગના કિલ્લા નજદીક લશકર જમા કરવા માંડયું. નીડેનબર્ગની આસપાસ એક જર્મન પલટણે ધામો નાખ્યો હતો. પણ રશિયાએ તેની એક બાજુ ઉપર હુમલો કરતાંજ તે તોપો પડતી મુકીને નાસી ગઇ. પરંતુ રશિયાને જે ચાલુ લડાઇઓ લડવી પડી તે દરમ્યાન તેનાં લશકરને ઘણી હાની પહોંચી હતી.

તા૦ ૨૭ મી ઓગસ્ટને દિને અંગ્રેજ સૈન્ય ફ્રેન્ચ સૈન્યની ડાબી બાજુએ રહ્યું હતું. જર્મનીનું પ્રશિયન સૈન્ય બહુ જોરથી લડતું હતું. વારંવાર તે અંગ્રેજ લશકર ઉપર ધસી આવતું હતું. પરંતુ અંગ્રેજ લશકરે તેને દરેક વખત મારી હઠાવ્યું હતું. રાત દીવસ એક પછી એક પલટણ તુટી પડે અને અંગ્રેજ લશકર તેને મારી હઠાવે એવી સ્થીતી ત્રણ દીવસ

ચાલુ રહી છતાં અંગ્રેજ લશકર એક ઇંચ પણ પાછું હઠયું નહિ. નેન્સી અને અને બ્હાસગેસની વચમાં ફ્રેન્ચો હુમલા કરતા હતા તેથી શત્રને ઘણું નુકસાન પહોંચ્યું હતું. એક ઠેકાણે તો થોડી જગામાંજ ૧૫૦૦ લાશ પડી હતી. કેટલાક સેપાહો તો હાથમાં બંદુક પકડીને ઉભા રહેલાજ મરણ પામેલા એમ ખુલું જણાઇ આવતું હતું. એક બેલ્જીઅમ પલટણે આ વખતે જર્મનોને નામુર ખાતે રોકી રાખ્યા અને તેટલામાં તેનો પાછલો ભાગ ફ્રેન્ચોને જઇ મળ્યો. હજુ નામુરના કિલ્લા ખાતે તો લડાઇ ચાલુજ હતી. અંગ્રેજ લશકર ઉપર ત્રણ જર્મન ટુકડીઓ હજુ હુમલા કર્યાજ કરતી હતી તેમાંથી એક ટુકડીને ફ્રેંચોએ હલ્લો કરીને હાંકી કહાડી અને બીજી એક ટુકડીના પણ જંગલમાં હાલહવાલ કર્યા. જર્મનીએ પાછળ શું થશે કે થાય છે તેની ખાસ દરકાર કરવા વગર માત્ર આગળ અને આગળજ ધસવા માંડયું. જર્મન કમાન્ડર પ્રિન્સ ફ્રેડરીક નામુર ખાતે માર્યો ગયો. જર્મનીનું એક વિમાન આગ લાગવાથી સળગી ઉઠયું અને તે અંગ્રેજ છાવણીમાં આવી પડયું. ફ્રેન્ચો અને અંગ્રેજો સ્હેજ પાછા હઠયા. રશિયાએ નિડેનબર્ગની ઉત્તરે આવેલા આરડવ અને ફ્રાંકેનના કિલ્લા સર કર્યા. માર્ડેનબર્ગ, મેન્સબર્ગ તથા બિચાફબર્ગ રશિઆએ કબજ કર્યાં. સ્લોટાલિયા નદીની સામી બાજુએથી રશિયાએ પ્રુશિયન લશકરને હાંકી કહાડયું. ટોગોલેન્ડ ખાતેનું જર્મન લશકર મુંગે મ્હોડે અંગ્રેજોને શરણે થયું. રશિયનો એમ બોલવા લાગ્યા કે જો ફ્રેન્ચ અને અંગ્રેજ લશકર રશીઅન લશકર તેમને જઇ મળે ત્યાં સુધી ટકી રહે તો પછી શું પરિણામ આવે ? જર્મન કાફલો કીલ ખાતે હોવાથી હેલીગોલેન્ડ ખાતે બારકસો અને ડિસ્ત્રોયરો કિનારાનાં રક્ષણ માટે ફરતી હતી એમ કહેવાય છે.

તા૦ ૧૮ મી ઓગસ્ટને દિને કયામબ્રાઇ અને લેકાટેરૂ ખાતે અંગ્રેજ લશકરના ભારે ખુવારી થઇ છે એમ વડા પ્રધાન મિ૦ એસ્કવીથે પાર્લામેન્ટમાં જણાવ્યું. એક અંગ્રેજ સેપાહે જણાવ્યું કે જર્મન સેપાહો ભયંકર ભુત જેવા છે. તેઓ બહુ ઉશકેરાઈ ગયેલા હતા પણ તેઓ નિશાન તાકવામાં ચુક કરતા હતા. જર્મન લશકર ઝુલુ લોકોની માફક ડોકું મરડીને લડે છે. ટોગોલેન્ડ ખાતેની લડાઇમાં મિત્ર રાજ્યોના ત્રણ ઓફીસર માર્યાં ગયા અને પાંચ ઓફીસર ધાયલ થયા હતા. દેશી સેનામાંના ૨૮ સેપાહો માર્યાં ગયા અને ૪૬ ધાયલ થયા હતા. એક મોટાં જર્મન લશકરે અંગ્રેજ લશકર ઉપર હલ્લો કર્યો તેની સામે બહાદુરીથી ટકી રહીને તેઓ થોડા પાછા હઠયા. પાંચ દિવસ સુધી જે લઢાઇ ચાલી તેમાં જર્મન લશકરની ભારે ખુવારી થઇ હતી. નેન્સીની અગ્નિ દિશાએ આવેલા વિસ્તાર ઉપર ૭૫૦૦ જર્મનોની લાશો પડેલી નજરે પડતી હતી. મ્યુઝ નદી ઉપર અંગ્રેજ સેનાએ શત્રના જબરા હુમલાઓ પાછા હઠાવ્યા. હજારો બેલ્જીઅને ભુખમરાના સબબે નાસીને પારીસ ખાતે જતા હતા. તેઓની સ્થીતી અતિશય દુઃખરૂપ થઈ ગયેલી જણાતી હતી. રશિયાએ કોએનિસબર્ગના કિલ્લા ઉપર હલ્લો કર્યો અને શત્રુના લશકરના આગલા ભાગને નસાડયો. આલી નદી ઉપરના કેટલાક રસ્તા પણ રશિયાએ કબજે કર્યા. વિસ્તુલા અને નીસ્ટર નદીની વચ્ચે ઓસ્ત્રીઆ અને રશિયાનાં લશકરો વચ્ચે લડાઇ થઇ. એક અગ્રેજ બારકસે જર્મનીની હથીઆરોથી સજ કરેલી એક વેપારી સ્ટીમર ડુબાડી.

તા૦ ૧૯ મી ઓગસ્ટને દિને હોલીગોલેન્ડ ખાતે દરીયાઇ લડાઇ થઇ જેમાં અંગ્રેજ નૌકાસેનાના બે લેફ્ટેનંટ, અને ૨૭ માણુસ મરણ પામ્યાં

તથા ૩૫ ઘાયલ થયાં. ભૂમધ્ય સમુદ્ર ખાતેના ઇંગ્લંડ અને ફ્રાન્સના કાફલાની સરદારી એક ફ્રેન્ચ અમલદારને આપવામાં આવી. લેમ્બર્ગ ખાતે રશિઆની જીત થઈ અને ત્યાં તેણે ૧૨ તોપ કબજે લીધી તથા ૪૦૦૦ ઓસ્ટ્રીઅનોને કેદ કર્યા. એટલુંજ નહિ પણ હંગેરીઅન પલટણને પણ ઘેરી લેઈ પોતાને તાબે કરી. લ્યુબ્લીન ખાતે મોટી લડાઇ ચાલુ થઇ. રશિઆએ પોલેન્ડમાં એક જર્મન ઝેપેલીન તાબે કર્યું. જર્મન લશકર ભરીને ૧૬૦ ટ્રેનો પુર ઝડપે બેલ્જીઅમના અગ્નિદિશાએ આવેલા ભાગ તરફથી મોકલી આપવામાં આવી અને તે ઉપરથી એમ બોલાવા લાગ્યું કે, રશિઅનો જોસભેર આગળ વધતા જાય છે તેથી જર્મન લશકર તાબડતોબ ત્યાં જાય છે અને હવે બ્રુસેલ્સ ખાતે જર્મન લશકર ઘણું બાકી રહ્યું નથી. હોલીગોલેન્ડ પાસે અંગ્રેજ કાફલાએ જર્મનીની ત્રણ સ્ટીમરો ડુબાડી. ફ્રેંચ, અંગ્રેજ અને મોન્ટીનેગ્રીન સેનાઓએ કેટેરા ઉપર એક સાથે તોપનો મારો ચલાવી ૭ કલાકમાં બે કિલ્લા તોડી પાડયા. એવું ઠરાવવામાં આવ્યું કે હિંદીઓની બે પલટણ તૈયાર કરી લડાઇના મથકે મોકલી આપવી. લોર્ડ ક્રુએ પાર્લામેન્ટમાં જણાવ્યું કે હીંદુસ્થાન ખાતે રાજ્યનિષ્ઠાનો જે અપૂર્વ ઉભરો જોવામાં આવે છે તેના સબબે અમે રણક્ષેત્ર ખાતે હીંદી લશકરને મોકલી આપીએ છીએ. પાંચ હજાર માણસના જર્મન લશકરે અંગ્રેજોનું સાતસો માણસ જેટલું પાયદલ લશકર મદદની રાહ જોતું પડયું હતું તેના ઉપર હુમલો કર્યો પણ અંગ્રેજ લશકર બહુ વખત સુધી તેની સામે ટકી રહ્યું પરંતુ ઘાયલ થયલાં અને સાજાં મળીને કુલે માત્ર ૩૦૦ માણસજ બાકી રહ્યાં ત્યારે તેઓ કામબ્રાઈ તરફ પાછા હઠયા. ચારલેરોયની લડાઇમાં ફ્રેંચ તોપખાનાએ શત્રુની ભારે ખુવારી કરી હતી તથાપિ જ્યારે શત્રુનું લશકર ઘણું વધી ગયું ત્યારે ફ્રેંચો ધીમે ધીમે પાછા હઠયા. આ વખતે અંગ્રેજ

કરતાં ફ્રેંચ સેનાનો ઘણો વધારે નાશ થયો. કેદ કરવામાં આવેલા જર્મનોએ કહ્યું કે, "અમારે અંગ્રેજો સાથે લડવાનું છે એવું તો અમે જાણુતાજ ન હોતા. અમે તો તમને રશિયનો સમજ્યા હતા." એ બાદ જર્મન લશ્કરે આગળ વધતા જવાની પદ્ધતિ બદલી હોય એમ આજે સમજાયું કેમ કે બેઉ પક્ષના લશ્કર થાકી ગયાં હતાં. જર્મનો જ્યાં જાય છે ત્યાં લોકો સાથે પશુ માફક વર્તે છે પણ પછી ત્રાસ આપતા નથી એમ મુસાફરો તરફથી ખબર મળી. લેમ્બર્ગથી વીશ માઇલ દુર લોમ્બોર્ગ ખાતેની લડાઇમાં રશિયનો જીત્યા અને તેઓ ગેલીસીઆમાં આગળ વધવા લાગ્યા.

તા. ૩૦ મી ઓગસ્ટને દિને "ફીઅરલેસ" નામનું અંગ્રેજ બારકસ કેટલીએક ડીસ્ટ્રોયરો લેઇને જર્મન કાફલામાં ધસી ગયું પણ એક વિમાનીએ એ વાત શત્રુને જણાવી દેવાથી જર્મનીની લડાયક સ્ટીમરો તેના તરફ ધસી ગઇ. અંગ્રેજ ડીસ્ટ્રોયરોએ તેને હેરાન કરી. "લિબર્ટી" અને "લાએરટેસ" વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યું. એક બોંબ વડે લીબર્ટીની કોલકાઠી તથા તુટક ઉડાડી મુકવામાં આવ્યો તથા તેના કેપ્ટન અને સીગનલરને ઠાર માર્યા. અંગ્રેજ બારકસો તથા લડાયક બારકસો તે બાદ આગળ વધ્યાં અને તેમણે એક જર્મન બારકસને ડુબાડયું. જર્મનો કકશેવન તરફ નાઠા અને અંગ્રેજ ડીસ્ટ્રોયરોએ તેમની પુઠ પકડી ચાર ઇંચના વ્યાસની તોપો મારફતે તેઓની ભારે ખુવારી કરી. તા. ૨૩ મી થી ૨૬ મી ઓગસ્ટ સુધીમાં પાંચથી છ હજાર જેટલું અંગ્રેજ લશ્કર મરણ પામ્યું તેના પ્રમાણમાં જર્મનોને સખ્ત નુકસાન થયું હતુ. તા. ૨૪ મીને દિને મોન્સ ખાતે લડાઈ થઇ. જર્મનોએ જોસભેર હુમલો કર્યો તેને પોતાની બાજુએથી પાછો હઠાવી અંગ્રેજ સેનાએ પાછળ હઠવા માંડયું. જર્મનોએ તેને પાછળ નહિ હઠવા દેવાની બહુ તજવીજ કરી પણ

તેમાં તે ફાવ્યું નહિં. અંગ્રેજો કરતાં તેમાં જર્મનોની ઘણી વધારે ખુવારી થઇ હતી. તા. ૧૫ મીથીજ અંગ્રેજ સેના પાછળ હઠતી રહી હતી. તા. ૨૬ મીને દિને વિશેષ પાછળ હઠવાની ગોઠવણ કરવામાં આવી પણ જર્મનોએ તોપોનો ભારે મારો ચલાવવાથી બપોર સુધી તેમ થઇ શક્યું નહિ. તા. ૨૬ મી પછી શત્રુએ અંગ્રેજ સેના સામે ઘણું જોર વાપર્યું નહિ. આથી થોડા વખતમાં અંગ્રેજ લશ્કર પાછું તાજું થઈ ગયું. અંગ્રેજ ઘોડેસ્વાર લશ્કરે જર્મન ઘોડેસ્વાર લશ્કરને સખ્ત હાર ખવડાવી હતી. "આપણે એકદમ જીત મેળવીએ તો દુશ્મન એકદમ હેરાન થાય એ ખરૂં છે પરંતુ આપણે શત્રુને અટકાવી રાખીએ તે પણ ફાયદાકારક છે અર્થાત ફ્રેંચ અને અંગ્રેજ લશ્કર પાછું હઠયું તે ઠીકજ કર્યું છે એવો મત લોર્ડ કીચનરે જાહેર કર્યો. તા. ૨૬ મીને દિને જર્મનો અને અંગ્રેજ સેના વચ્ચે યુદ્ધ થયું તે વખતે દુશ્મનોએ તોપોનો જોસભેર મારો ચલાવ્યો હતો. તેમાંથી મહામહેનતે બચાવ કરીને અંગ્રેજ સેના પોતે છટકી ગઇ એટલુંજ નહિ પણ જે જે તોપોના ઘોડા જીવતા રહ્યા હતા તે તોપો પણ તેમણે પોતાની પાસે સાચવી રાખી. આ લડાઇ ઉપરથી એટલું ખુલ્લું જણાઇ આવ્યું કે જર્મનોને આગળ વધવામાં ભારે ખુવારી વેઠવી પડે છે. અંગ્રેજ સેના પાછળ હઠતી હતી તે વખતે જર્મનોએ પોતાની મોટરગાડીઓ ઉપર ગોઠવેલી તોપો વડે, ઘોડેસ્વાર પલટણ પાછળ દોડાવીને અને બંદુકોનો ઉપયોગ કરીને પણ છેક દયાહીન બનીને ભારે ત્રાસ આપ્યો હતો. આ લડાઇમાં અંગ્રેજોએ ભાગ લીધો તેથી જર્મનોને ઘણો ચીડવાટ ઉપજયો છે એમ આ વખતે સાફ દેખાઇ આવ્યું હતું. અંગ્રેજ અને ફ્રેંચ લશ્કરે હવે લાફીરી અને બાઓન નદી ઉપર છાવણી નાખી હતી. એજ દિવસે એમીન્સથી ૨૫ માઇલ દુર આવેલાં બાયોમેં ખાતે

લડાઈ શરૂ થયાની ખબર મળી. અંગ્રેજોએ જર્મન સામાયા આજે પોતાને સ્વાધીન લીધું.

તા. ૩૧ મી ઓગસ્ટને દિને ગસિ ખાતે ફ્રેંચોની જીત થઇ. સોમે નદીની બાજુએ જર્મનો જરા આગળ વધ્યા ત્યારે વાસગેસ અને લોરેન ખાતે ફ્રેંચો આગળ વધતા જતા હતા. એ રીતની બેઉ પક્ષની હીલચાલમાં ઘણો દમ નહોતો. સ્પિનકોર્ટ અને લોંગવી ખાતે જર્મન યુવરાજના લશ્કરને પાછળ હઠાવવામાં આવ્યું પરંતુ બીજી તરફથી દુશ્મનો આગળ વધી આવ્યા અને તેથી ફરીને આપણાં લશ્કરને મ્યુઝ નદી સુધી પાછા હઠવાની ફરજ પડી. આ મ્યુઝ નદી ઓળંગવાને જર્મનો વારંવાર મથતા હતા પણ ત્યાંથી તેઓને પાછા વાળવામાં આવતા હતા. શેફાયના માર્ગે આ વખતે વધુ જર્મન લશ્કર આવી પહોંચવા લાગ્યું. ગીવ્હેટ ખાતે દુશ્મન દાખલ થયા અને ત્યાંથી ફ્રેંચોને પાછા હઠવું પડયું. બીજી તરફ રશિયા ઓસ્ત્રીઆના અંદરના ભાગો ખાતે આગળ વધતું હતું. ત્રણસો ઘાયલ થયલાઓ આજે લંડન ખાતે જઈ પુગ્યાં.

તા. ૧ લી સપટેમ્બરને દિને બેલ્જીઅમ ઉપર લડાઇનો જે ખર્ચ નાખવામાં આવ્યો છે તેની જામીનગીરી ચાર આસામીઓએ આપી. ફ્રેંચ લશ્કરની ડાબી બાજુ દુશમનને અનુકુળ થઇ પડે તેવા સંજોગો ઉભા થવાથી અંગ્રેજ લશ્કરને પાછળ હઠવું પડતું હતું. પારિસ શહેરની આસપાસ ખાઇઓ ખોદવાનું કામ પુરૂં થયું. ઓસ્ત્રીઆએ લવસેન લેવાની તજવીજ કરી પરંતુ રશિઆએ તેને હાંકી કહાડયા. તે લડાઇમાં ઓસ્ત્રીઆના ૧૬૦ સેપાહો મરણ પામ્યા અને ૫૦૦ ઘાયલ થયા. લંડન

શહેર ખાતે લશ્કરમાં સંખ્યાબંધ માણસો જોડાવા લાગ્યાં. જર્મન સરકારે પોતાના દેશનાં વર્તમાનપત્રો જોગ એવો હુકમ કહાડયો કે લશ્કરની કેટલી ખુવારી થઇ તે વિષેની કાંઇ ખબર પ્રગટ કરવી નહિ.

તા. ૨ જી સપટેમ્બરને દિને નીલાલીપા ખાતે રશીયાની ભારે જીત થઈ. દુશમનનાં ૪૭૦૦ માણસોને ઠાર મારવા ઉપરાંત સંખ્યાબંધ માણસને કેદ કર્યાં, જેમાં એક તો જનરલની પદ્વી ધરાવનારો સરદાર હતો. રશિયાએ તે પછી લેંબર્ગ તરફ આગળ વધવા માંડયું અને દુશમનોએ ધીમે ધીમે પાછા હઠવા માંડયું. તે વખતે રશિયાએ તેમની કેટલીએક તોપો અને બંદુકો કબજે કરી. શત્રએ હાલીએઝ તરફ કેટલીક ધમાધમી કરી દેખાડી પણ રશિઆએ ત્યાંથી પણ તેમને પાછા હઠાવ્યા. રશિયન જનરલ જેનેબ્હાલ્ઞ આડેન્ઝ ખાતે જર્મનોએ હલ્લો કર્યો તે વખતે સામે થતાં માર્યાં ગયા. તા. ૨ જી સપટેમ્બર સુધીમાં લડાઇમાં અંગ્રેજ સૈનાના ૩૬ ઓફીસર માર્યાં ગયા, ૫૭ જખમી થયા અને ૯૫ નો પત્તો મળતો નહોતો. સેપાહોમાં ૧૨૭ મરણ પામ્યા, ૬૨૯ જખમી થયા અને ૪૧૦ નો પત્તો મળતો નહોતો. જેઓનો પત્તો નથી લાગતો તેઓમાં ઘાયલ થયલાઓની ઘણી મોટી સંખ્યા છે. હવામાં મુસાફરી કરતાં એક ફ્રેંચ વિમાનને બોંબ લાગ્યો, જેથી તેનું ઇંજીન નકામું થઇ પડયું અને વિમાન ભયંકર હચરકા ખાઈ નીચે પડયું. એ વિમાન મારફતે શત્રુનાં લશ્કર સંબંધી કેટલીક જાણવાજોગ ખબર મળી હતી. પારીસ શહેર ખાતે બોંબ ફેંકવામાં આવ્યા તે સામે અમેરીકન એલચીએ વાંધો ઉઠાવ્યો. બ્રુસેલ્સ અને તેની આજુબાજુના મુલક ખાતેથી ૨૪ કલાકમાં ચાલી જવા અંગ્રેજ શહેરીઓને હુકમ કરવામાં આવ્યો. જર્મન સેના મરણી થઇને અંગ્રેજ સેના ઉપર તુટી પડી પરંતુ તેમાંથીએ તેઓ

શાંતિપૂર્વક છુટી નીકળ્યા. જોકે આ વખતે જર્મન સેના ઘણી મોટી હતી છતાં તેનાથી અંગ્રેજ સેનાને વીખેરી નાંખી શકાઇ નહિ. આશરે એક દીવસ જેટલો વખત લડયા પછી અંગ્રેજ સેનાને સહેજ પાછા હઠવું પડયું. એજ વખતે ફ્રેંચોએ જમણી પાંખ તરફ દુશમનોને પાછા હઠાવ્યા અને ફરીથી તેઓ પાછા અંગ્રેજો ઉપરજ તુટી પડયા.

તા. ૩ જી સપ્ટેમ્બરને દિને એક ઘોડેસ્વાર પલટણ કાંપેનનાં જંગલમાં દાખલ થવાથી તેની સાથે અંગ્રેજ લશકરને યુદ્ધ થયું. હમણાં દુશ્મનો મ્યુઝ નદીની આસપાસ ઘણી હીલચાલ કરતા નહોતા. ઘાસની ગંજીઓમાં છુપાવી રાખેલું ૧૧ તોપનું એક તોપખાનું બેલ્જીઅમ લશકરે શોધી કહાડયું અને તેના ઉપર રાખવામાં આવેલાં માણસોને કાપી નાખ્યાં. એ તોપખાનાએ અંગ્રેજ સેનાની ભારે ખુવારી કરી હતી. આજે ઘાયલ ચયલાઓની ટીપ પ્રગટ થઇ તેમાં હીંદના નામદાર વાઇસરોય લોર્ડ હારડીંજનાં મોટા દીકરા ઘાયલ થયેલા હોવાની ખબર બહાર પડી. સર જોન ફ્રેંચે એક અસરકારક જાહેરનામું બહાર પાડયું. તેમાં તેઓએ જણાવ્યું કે, "આપણા શુરા મિત્રો બેલ્જીઅમ અને ફ્રાન્સને મદદ કરવા તથા રાષ્ટ્રની કીર્તિ અને સ્વતંત્રતાનું રક્ષણ કરવા આપણે અહીં લડવા આવ્યા છીએ તો એવાં પુણ્યના કામ માટે વિશ્વાસ રાખો અને પોતાની શક્તી માટે પૂરો વિશ્વાસ રાખવો. પ્રભુ, રાજા અને સ્વદેશને ખાતર આપણે ગમે તે કામ કરીશું અથવા તો મરીશું પણ ખરા, એ મનમાં યાદ રાખજો. સ્પિનકોર્ટ લાંગુયન ખાતે જર્મન યુવરાજના લશકરને ફ્રેંચોએ હરાવ્યું. ફ્રાન્સનો રાજ્ય કારોબાર સુવ્યવસ્થિત ચાલે એવા હેતુથી ફ્રેંચ સરકારે રાજધાનીનું પારીસ શહેર છોડી બોરડોને રાજધાની તરીકે ઠરાવ્યું.

રશિઆએ બીજી તરફ ઝાઓકઝો ખાતે ૧૫ મી ઓસ્ત્રીઅન ટુકડીને હરાવીને ૧૦૦ ઓફીસર તથા ૪૦૦૦ સેપાહોને કેદ કરી ૨૦ તોપો કબજે કરી. પૂર્વ પ્રશિયા તરફ ઓસ્ત્રીઆને જર્મન લશકરની મોટી મદદ મળી આવવાથી તે તરફથી રશિયાને પાછળ હઠવું પડયું પરંતુ તે બાદ રશિયન સેનાને પણ વધુ મદદ મળી ગઇ.

તા. ૪ થી સપ્ટેમ્બરને દિને જર્મન લશકરનો મોખરાનો ભાગ પારીસ ખાતે કયારે જઇ પુગશે તે કહી શકાય નહિ એમ બોલાવા લાગ્યું. ઈંગ્લંડ ખાતે એવો મત દર્શાવવામાં આવ્યો કે, ફ્રેંચ સરકાર પારીસ છોડી બોરડો ખાતે રાજધાની લેઇ ગઇ તે ઘણુંજ સારૂં કર્યું. પારીસની આસપાસના કિલ્લાઓ જર્મનો સર કરે નહિ તે સીવાય બહારોબહાર પારીસ ઉપર ગોળા ફેંકી શકાય એવી તોપો જર્મની પાસે નહોતી અને પારીસની આસપાસના કીલ્લા એવા છે કે જર્મન લશકરને સોળ માઇલ જેટલે છેટે રોકી રાખશે એમ કહેવાવા માંડયું. એક અઠવાડયાંથી જર્મન સેના અને અંગ્રેજો તથા ફ્રેંચોની સંયુકત સેના વચ્ચે બીલકુલ લડાઇ થઇ નહોતી. પારીસનાં લોકોએ બહાર નીકળી જવા માંડયું. પારીસ ખાતે એક જાહેરનામું બહાર પાડીને જણાવવામાં આવ્યું કે આ લડાઈના સંબંધમાં કોઇ જાતની સલાહ, ઢીલ કે બીજું કાંઇપણ કરવામાં આવનાર નથી. લડાઇ ચાલુજ રાખવામાં આવશે. અંગ્રેજ સેનામાં અત્યાર સુધીમાં ૫૨૧૮ માણસોનો ઘટાડો થયો હતો. એક ઘાયલ થયલા સેપાહે જણાવ્યું કે માન્સ પ્રાંતમાં જ્યાં ત્યાં જર્મનો કીડીઓની માફક ઉભરાઇ ગયેલા જોવામાં આવતા હતા. દુશ્મનોની સંખ્યા ઘણી વધારે હોવાથી સ્કોટસ પલટણને પાછા હઠવું પડયું હતું. રશિયાએ લેંબર્ગ સર કર્યું તેમજ બીજાં કેટલાંક વધુ સ્થળોએ પણ જીત મેળવી. કુલે ચાલીશ હજાર જેટલા

ઓસ્ત્રીઅન કેદીઓ આજ સુધીમાં રશિયાએ પકડયા હતા. એક સુરંગ સાથે અથડાવાથી અંગ્રેજોની ૧ ટોરપીડો તથા એક સ્ટીમર ડુબી ગઇ પણ તેમાં ઘણાં માણસો મરણ પામ્યાં નહોતાં. લશ્કરમાં જોડાવા માટે લંડન ખાતે ઘણી ઉત્કંઠા પ્રત્યક્ષ જણાવા લાગી. અત્યાર સુધીમાં કુલે ૨૬૦૦૦૦ માણસો તો જોડાઇ ચુકયાં.

તા. ૫ મી સપટેમ્બરને દિને જર્મનીનાં સારાં બારકસો કીલ બંદર ખાતે નકામાં જેવા થઇને જઇ પહોચ્યાં. અંગ્રેજ કાફલો કઇ જગાએ છે તે શોધી કહાડવાને જર્મન વિમાનો ફરવા લાગ્યાં. જર્મનો પારીસ ખાતે આવી પહોંચે છે એ વાત સાંભળીને ચાંટિલી ખાતેના લોકો બહાર જવા લાગ્યા. વેરડન પ્રાંત ખાતે જર્મન લશકરને થોડું પાછું હઠવું પડયું. લૉરેન અને વ્હોસેજ ખાતે ફ્રાન્સ અને ઇંગ્લંડની સંયુક્ત સેનાની અર્ધીપર્ધી જીત થઇ અને જર્મનોની હીલચાલ ઉપરથી એમ પણ સમજાવા લાગ્યું કે હવે તેઓનું ઘણું ધ્યાન પારીસ ઉપર નથી. ફ્રેંચ સરકાર બોર્ડો ખાતે સારી રીતે જઇ પુગી. ગેલીસીઆ અને લુબ્લીન ખાતે ઓસ્ત્રીઅનોની હાર થઈ તેમાં તેઓનાં ૭૦ હજાર માણુસ કેદ પકડાયાં. રશિયન સેના હવે અર્ધવર્તુલના આકારમાં ગોઠવાઇ ઓસ્ત્રીઆ તરફ કુચ કરવા લાગી. બેલજીઅમ ખાતે મેલાઇન્સ ઉપર જર્મનોએ તોપોનો મારો ચલાવવાથી એક દેવળ બળીને તારાજ થયું. ગુઇલ્લાલીયા ખાતે ઓસ્ત્રીઅન લશ્કરની હાર રશિયન લશ્કરે તોડી નાખી અને તે વખતે વીશ હજાર ઓસ્ત્રીઅનો ઘાયલ થયા અથવા મરણ પામ્યા તેમાં બે તો તેમના જનરલો માર્યા ગયા. ક્રેચ ખાતે દુશ્મનના લશ્કરમાં બંડ જાગવાથી તેના મોટા ભાગને તોપના ગોળા મારી ઠાર કરવામાં આવ્યો.

તા. ૬ ઠી સપટેમ્બરને દિને જર્મન સેનાએ દક્ષિણુ તરફ ચાલવા માંડયું. ત્રીકુટસંધીમાંનાં કોઇ પણ એક રાજ્યે છુટાં પડીને સુલેહ કરવી નહિ એવું ઠરાવવામાં આવ્યું. કીઆચાઉની બહાર જેપાનીઝોનું બે હજાર માણસ જેટલું લશ્કર આવી પહોંચ્યું. લંડનનાં "ટાઇમ્સ" પત્રે જણાવ્યું કે, આપણને જે ખબરો મળે છે તે બહુજ અધુરી હોય છે. વિમાનો જે પ્રમાણે ખબર આપે તે મુજબ જર્મન લશ્કર હીલચાલ કરતું હોવાથી ઘણો ફાયદો થતો હતો. જર્મનો પાસે એવી પણ મોટરગાડીઓ છે, કે જેના ઉપર તોપો ગોઠવવામાં આવી છે.

તા. ૭ મી સપટેમ્બરને દિને ફ્રેંચ સેનાધિપતિ જનરલ જોફ્રએ જણાવ્યું કે અંગ્રેજ સેના સારી રીતે લડે છે એ વાત ખરી છે પણ તેમાં માણસ વધારવાની જરૂર છે. કાંબ્રાઇ ખાતે તા. ૨૬ મી ઓગસ્ટને દિને લડાઇ થઇ ત્યારથી તે તા. ૧ લી સપટેમ્બરને દિને કેંપેન ખાતે જીત થઈ ત્યાં સુધી અંગ્રેજ લશ્કર ચાલુ લડયાંજ કરતું હતું. અંગ્રેજ લશ્કર પાછળ હઠયું છે એ જોઇને જર્મનોએ લીલે વ્હાલેન્સીનીજ વગેરે મથકો છોડી દીધાં. સેન્ટ કવીન્ટીન ખાતે અંગ્રેજોની જીત થઇ. જર્મનો માર્ને નદીની ખીણ સુધી આગળ વધ્યા. ગેલેશીઆ ખાતેનાં ઓસ્ત્રીઅન લશ્કરને રશીઅનોએ હાંકી કહાડયું. ગેલેશીઆના સંબંધમાં જર્મનીએ બધો આધાર ઓસ્ત્રીઆ ઉપર બાંધ્યો હતો. સુરંગ સાથે અથડાવાથી પુર્વ કિનારા ઉપરની એક અંગ્રેજ આગબોટ ડુબી ગઇ. જર્મન લશકર ઓસ્ટેન્ડ અને એંટવર્પ ખાતે ખાનાખરાબી કરવાને ત્યાં જઇ પુગ્યું. આથી કરીને બેલ્જીઅનોએ પોતાની નહેરો એવી રીતે દોડી નાખી કે જર્મન લશ્કર જ્યાં હતું ત્યાં પાણી પાણી થઈ ગયું. બેલ્જીઅનોએ તેજ વખતે બીજી તરફથી એંટવર્પ ખાતેની તોપોનો મારો ચલાવ્યો. એનું

પરિણામ એ આવ્યું કે ૩૦૦૦ જર્મનો મરણ પામ્યા અને બીજી રીતે પણ તેમની ભારે ખુવારી થઇ.

તા. ૮ મી સપટેમ્બરને દિને જર્મનોની જમણી પાંખ પાછળ હઠી. અંગ્રેજ લશકરે કાંપેન ખાતેનાં જંગલમાં આગ લગાડવાથી જર્મનોની ઘણી ખુવારી થઇ. નેન્ટીલથી વેરડન સુધીમાં ઘણી ઝનુની લડાઈ ચાલી. જર્મનો ઘેંટ ખાતે ચાલ્યા ગયા પણ બેલ્જીઅનોએ ત્યાં પણ ન્હેરો તોડીને પાણી છોડી મુકવાથી જર્મનીની ઘણીજ ખરાબી થઇ. જર્મન લશકરે ડેનાંટ બાળી મુકયું. પૂર્વ રણક્ષેત્રમાં રશિયાએ ઓસ્ત્રીઆના સારા સારા કિલ્લાઓ, તોપો અને દારૂગોળા કબજે કર્યાં. આફ્રિકા ખાતેના જર્મન અને અંગ્રેજ સંસ્થાનોમાં નાની ઝપાઝપીઓ શરૂ શઇ.

તા. ૯ મી સપ્ટેમ્બર દિને વેરડન ખાતે સંયુકત સૈનાએ જર્મનોની એક બોટ કબજે લીધી. આજે વેરડન ખાતે ભારે જંગ જામ્યું. જર્મનોને ઘણાં એક મથકો ખાતે પાછળ હઠવું પડયું. લીલે ખાતે અંગ્રેજોએ કીલેબંધી કરવાથી જર્મનોને પોતાની કેટલીક તોપો પાછળ ખસેડી લેઇ જવી પડી. એક એવી ગપ ઉડી કે ઓસ્ત્રીઆના વૃધ્ધ શહેનશાહ મરણ પામ્યા. ઓસ્ત્રીઆ અને રશિયા વચ્ચે લડાઇ ચાલુજ હતી અને રશિયા આગળ અને આગળ વધતુંજ જતું હતું. બેલ્જીઅનોની ભુલથી નામુરનો કીલ્લો જર્મનોને હાથ ગયો. અંગ્રેજોની "હલ" નામની બોટ સુરંગ સાથે અથડાઇને ડુબી ગઇ.

તા. ૧૦ મી સપ્ટેમ્બરને દિને જર્મન સૈન્ય ડાબી બાજુએ પાછળ હઠી ગયું. વચલા ભાગમાં ફ્રેંચો સ્હેજ આગળ વધ્યા. જર્મનો અંગ્રેજ

સેનાથી ૨૫ માઇલ પાછા હઠયા. કાંપેન ખાતેની લડાઇમાં દુશ્મનોના તોપોના ચાલુ મારા વચ્ચે અંગ્રેજોએ તેમનાં તોપખાનાનાં મથકો લઇ લીધાં. રશિયન લશ્કરે કારપેથીઅન પર્વત તરફ કુચ કરવા લાગ્યું. અંગ્રેજોની હથીઆર સજ બનાવેલી ૧૭ હજાર ટન જેટલાં વજનની એક વેપારી સ્ટીમર સ્કોટલેન્ડના ઉત્તર કિનારે ડુબી ગઇ પણ તેની ઉપરના ખલાસીઓ અને ઓફીસરોને બચાવી લેવામાં આવ્યા હતા. સીંગટાઉ ખાતે જબરદસ્ત રેલ આવેલી હોવાથી જાપાનીઝો જમીન ઉપર કાંઇ જાણવાજોગ કામ કરી શકયા નહિ. જાપાનીઝ નૌકા સૈનાએ કીલ્લા ઉપર તોપોનો મારો ચાલુ કર્યો હતો. સમુદ્રપારની બ્રીટીશ સરકારની તમામ પ્રજાએ એક અવાજે આ પ્રસંગે શહેનશાહતને મદદ આપવાના ઉદગાર બહાર પાડયા છે એ સાંભળીને મને અતિશય આનંદ ઉપજ્યો છે એમ નામદાર શહેનશાહ જોર્જે એક જાહેરનામું બહાર પાડીને જણાવ્યું. નામદાર વાઇસરોય લોર્ડ હારડીંજે એવો સદેશો મોકલ્યો હતો કે હિંદુસ્થાન એકદીલથી શહેનશાહતને મદદ કરવાને તૈયાર છે. એ સદેશો પાર્લામેન્ટમાં આજે વાંચી સંભળાવવામાં આવ્યો.

તા. ૧૧ મી સપટેમ્બરને દિને નિસાલેન્ડ પ્રાંતની સરહદ ઉપર ૪૦૦ માણસનું જર્મન લશ્કર પડયું હતું. તેઓને સરહદની પેલી પાર હાંકી કહાડવા માટે અંગ્રેજ લશકર આગળ વધ્યું પણ જર્મન સૈન્યે તેની સામે થઇને કારોંગા ખાતે હલ્લો કર્યો. કારોંગા ખાતે માત્ર એક ઓફીસર, ૫૦ આફ્રીકન સેપાહો અને આઠ સનંદી અમલદારો હતા તોપણ તેમણે બીજી મદદ આવી પહોંચે ત્યાં સુધી મજબુતીથી બચાવ કર્યો અને અંગ્રેજ લશ્કરની મદદ આવી પુગ્યા બાદ દુશ્મનોને ત્યાંથી હાંકી કહાડી

તેઓની ચાર તોપો કબજે કરી. જર્મનો ત્યાંથી સાંગવે તરફ ધસ્યા પરંતુ ત્યાં પણ તેમના ૭ ઓફીસર માર્યા ગયા અને ૨ જખમી થયા. (નિસાલેન્ડ બ્રીટીશ મધ્ય આફ્રીકા ખાતે એક બંદર છે.) ઈંગ્લંડ ફ્રાન્સ અને રશિઆએ ત્રણે રાજ્યોની સંમતિ વગર સુલેહ કરવી નહિ એવો જે ઠરાવ કર્યો હતો તેમાં જાપાન પણ જોડાયું. સીંગટાઉ ખાતે અવારનવાર ભારે રેલો આવતી હોવાથી કેટલાંક અઠવાડયાંઓ સુધી જાપાનીઝ સેનાને પોતાનું કામકાજ બંધ રાખવું પડશે એમ લાગ્યું. પશ્ચીમ રણક્ષેત્રમાં લડાઇ ચાલુજ હતી અને જર્મનો પાછા હઠતા જતા હતા. પહેલી ટુકડીએ ૨૦૦ જર્મન લાશો દાટી અને બાર મશીન તોપ તથા કેટલાંક માણસોને કેદ કર્યાં. બીજી ટુકડીએ ૩૫૦ માણસને કેદ કરી એક તોપખાનું કબજે કર્યું. હવે જર્મનો ઘણાજ થાકી ગયા હોય એમ લાગ્યું. અંગ્રેજ લશકરે ડાબી બાજુ તરફથી માર્ન નદી ઉતરીને ઉત્તર દિશાએ ચાલવા માંડયું. નામુર ખાતે જર્મન પ્રીન્સ અન્સ્ટ માર્યા જવાની ખબર બહાર પડી. છેલા ચાર દિવસની લડાઈના પરિણામે જર્મનો ૩૦ા માઇલ પાછા હઠયા હતા પણ નાન્સી ખાતે તેઓ સ્હેજ આગળ વધ્યા હતા. અંગ્રેજો હવે ચાબિનાકસનાં જંગલમાં દાખલ થયા. ત્યાં બેઉ પક્ષને ભારે નુકસાન પહોંચ્યું. સંયુક્ત સેનાને વિખેરી નાખવાને દુશમનો મધ્ય ભાગમાં જીવતોડ મહેનત કરી રહ્યા હતા. તા. ૭ મી સપટેમ્બર સુધીમાં અંગ્રેજ સેનાના ૭ ઓફીસર માર્યા ગયા અને ૬૩ ઘાયલ થયા હતા તથા ૬૧ માણુસો મરણ પામ્યાં હતાં અને ૨૮૮૩ નો પત્તો મળતો નહોતો. અત્યાર સુધીમાં કુલે ૧૮૭૨૯ માણુસની નુકસાની થયેલી જણાઇ. પૂર્વ રણક્ષેત્ર ખાતે તા. ૯ મી ને દિને રશીઅન લશકર રશિયન પોલેન્ડ ખાતે આવેલાં ક્રાસ્નીક ખાતે દુશમનો સાથે લડતું હતું.

તે વખતે ઓસ્ત્રીઅનં લશકરે હલ્લો કરવાને બહુ મહેનત કરી પણ તે સઘળું ફોકટ ગયું. ઉલ્ટું હરહમેશ રશિઅનો દુશમનનાં પુષ્કળ માણસોને પણ કેદ કરતા હતા ઓસ્ત્રીઅનો ક્રેકાઉનું મથક છોડી ગયા. જર્મન કાફલો બાલ્ટીક સમુદ્રમાં ફરવા લાગ્યો અને તેણે એક અંગ્રેજ બોટ કબજે કરી. તે બોટ ઉપરના ૩૬ ઉતારૂઓ પણ માર્યા ગયા. સર્વિયાએ ખુનખાર લડાઇ લડીને સેમલીન કબજે કર્યું. રશીયનોએ હવે હંગેરીમાં દાખલ થવા માંડયું. મોન્ટીનીગ્રોનાં લશકરે ફ્રાઉકાનું મથક કબજે લીધું. અંગ્રેજ કાફલાએ આટલાંટીક મહાસાગરમાં જર્મનીની ૬૦૦૦ ટન જેટલો કોલસો લેઇને જતી એક સ્ટીમરને અટકાવી.

તા. ૧૨ મી સપટેમ્બરને દિને ડાબી બાજુએ અંગ્રેજોની સારી જીત થઇ. અંગ્રેજ સેનાએ માર્ન નદીની ઉત્તરેથી જવા માંડયું. જર્મન લશકર પુષ્કળ દારૂગોળો તથા કેટલુંક માણુસ છોડી દઇને નાસવા લાગ્યું તેમાંથી અંગ્રેજ લશકરે ૧૨૦૦ થી ૧૫૦૦ જેટલું માણુસ કેદ કર્યું. સૈઝાને તથા રેમ્હીઅની ખાતેનું દુસ્મનોનું લશકર પાછું હઠયું. જમણી બાજુએ લોરેન અને વોસગેર ખાતે દુસ્મન મથક કરી રહયો હતો. માર્ન નદી ઉપરની લડાઇમાં અંગ્રેજોએ શત્રુને ઠીક હાથ બતાવ્યો હતો. અંગ્રેજો ઓરસેં નદી ઓળંગીને આગળ વધ્યા. ત્યાં દુસ્મનના બસો માણુસ કેદ પકડાયાં. જર્મનો વીટ્રેની ઉત્તરે થઇને પાછળ હઠવા લાગ્યા. ફ્રેંચ લશકરે જર્મનોની એક બેટરી કબજે કરી. જર્મનો નાનસીની પાસેની જગા છોડી ગયા. અંગ્રેજ અને ફ્રેંચ લશકરે દુશમનના સંખ્યાબંધ માણુસોને કાપી નાખ્યાં. ૬૦૦૦ ને કેદ કર્યાં અને ૧૫ તોપ કબજે કરી. ફ્રેંચ શલકરે સોઇસન અને લુનેવ્હીલ એ મથકો લીધાં. નાનસીની બાજુની જગાએથી દુશમનો ખસી ગયા. બેલ્જીઅનો અને જર્મનો વચ્ચે એંટવર્પની ઉત્તરે યુદ્ધ શરૂ થયું. બ્રૂસેલ્સના દવાખાનામાં

દુશ્મનના ત્રણ રાજપુત્ર મરણ પામ્યા એવી ખબર મળી. અંગ્રેજોની ડાબી બાજુએ રહેલાં ફ્રેંચ લશ્કરે દુશમનની દારૂગોળો લઈ જનારી એક ટુકડીને પકડી. ફ્રેંચોએ અંગ્રેજોની ૬૦ પાઉન્ડની તોપો અને તે ફોડનારાંઓનાં બહુ વખાણ કરવા માંડયાં. માન્સ ખાતે પ્રોવીન્સની ઉત્તરે ફ્રેંચ લશ્કરની એક ટુકડીને ઘેરવાનો દુશમને વિચાર કર્યો પણ તે ટુકડી ત્યાંથી ચાલી અંગ્રેજ લશકરને જઈ મળી અને પછી ત્યાંથી બધાઓએ આગળ ચાલવા માંડયું. ડીક્રેસી, પ્રોવીન્સ અને એસ્ટરનેની બાજુએથી દુશમનોએ પાછળ હઠવા માંડયું. ડાબી બાજુએ પણ દુશમનો પાછળ હઠતાજ જતા હતા. જર્મનોનાં ઘોડેસ્વાર સેપાહો થાકી ગયા હોય એમ જણાવા લાગ્યું. તેઓ નાન્સીની ઉત્તરેથી પણ પાછળ હઠતા જતા હતા. જર્મન શહેનશાહ લકસમબર્ગ ખાતે જઈ પહોંચ્યા. લેમ્બર્ગ અને એંટવર્પ જર્મનોએ ખાલી કર્યું. પૂર્વ રણક્ષેત્ર ખાતે ઓસ્ત્રીઅનો ડાબી બાજુ છોડી જવા લાગ્યા. રશિઆએ ટોમાઝાફ સર કર્યું. ક્રોડેક ખાતે ત્રણ રશીઅન પલટણો ઓસ્ત્રીઅન પલટણોને પકડી લાવી. દુશમનોને રશિઆએ સાન નદીની સામી બાજુએ હાંકી કહાડયા. અને લેમ્બર્ગ ખાતે મોટી જીત મેળવી. રશિયાએ લેમ્બર્ગ ખાતેની લડાઇમાં દુશમનના ૨૦૦ ઓફીસર તથા ત્રીશ હજાર માણસ ઉપરાંત પુષ્કળ તોપો અને દારૂગોળો કબજે કર્યાં. જર્મન લશકર પૂર્વમાં એકઠું થતું હતું તે મસુરીયન સેરોવર તરફ જતાં પાછળ હઠી ગયું રશીયન લશ્કર પૂર્વમાં પાછું હઠયું. બ્રીટીશ સમુદ્રમાં તપાસ માટે ફરતી એક સ્ટીમર સામે દુશમનોએ ગોળીબાર કરવા માંડયા, જેથી તુરત તેણે ડુબકી મારી. તે પછી ચાર કલાકે ફરીથી જ્યારે તે બોટ હવા લેવાને પાછી ઉપર આવી કે તુરત પાછા દુશમનોએ ગોળીબાર શરૂ કર્યા. આથી તે સ્ટીમર બીજી વાર ડુબકી મારીને અંધારામાં

ત્યાંથી પસાર થઇ ગઇ. ઓસ્ટ્રેલીઅન લશ્કરે હરબર્ટ સોહેન નામનુ જર્મન થાણું તાબે લીધું અને ત્યાંનું જર્મન લશકર તાબે થયું. (હરબર્ટ સોહેન ન્યુ ગીનીની પૂર્વે આવેલો એક બેટ છે).

તા. ૧૩ સપટેમ્બરને દિને જર્મન લશકરની જમણી પાંખ પારીસની છેક નજદીક જઈ પુગી હતી છતાં તેણે પાછળ કેમ હઠવા માંડયું તે બાબત કાંઇ સમજવામાં આવી નહિ. પાછળ હઠો એવો હુકમ મળતાંજ પારીસ સુધી જઇ પહોંચેલાં જર્મન લશ્કરને પાછળ હઠવું પડયું. આ વખતે જણાઇ આવ્યું કે જર્મન સેનાધિપતિ જોઇએ તેટલો કુશળ નહિ. કારણ કે તેણે તો પાછળ હઠવું એટલે કે નાસી જવું એવોજ અર્થ કરવા માંડયો હતો પણ ખરી રીતે તો એમ કરવામાં સંયુક્ત સેના પાછળ હઠતી ન હોતી પણ તે માત્ર એક યુકિતજ હતી. સંયુકત સેના પાછળ હઠતી હતી પણ તેમાં તેની કોઇ ઠેકાણે હાર થઇ નહોતી. જર્મન લશ્કર પણ પારીસ સુધી આવી પહોંચતાં ઘણું થાકી ગયું હતું. રસ્તામાં તેને ઘણી તકલીફ ઉઠાવવી પડી હોય એમ દેખાઇ આવતું હતું. અત્યાર સુધીમાં જર્મનીનાં બેથી ત્રણ લાખ જેટલાં માણસ મરણ પામ્યાં હશે એમ સમજાવા લાગ્યું. તા. ૬ ઠી સપટેમ્બરને દિને જર્મનીની જમણી બાજુ દક્ષીણ તરફ કાલો-મીયર સુધી જઇ તેથી આગળ નોઝેટ સુધી જઇ પહોંચી હતી. પરંતુ જમણી બાજુએથી દુશ્મને પોતાનાં મથકો છોડી જવા માંડવાથી તેના ઉપર લશ્કરે હલ્લો કર્યો. અને બીજી તરફ પારીસ આવનારાં જર્મન લશ્કર ઉપર પારીસનું રક્ષણ કરનારા લશ્કરે એકદમ હુમલો કર્યો. આવી રીતે બે બાજુના હુમલાઓ જોઇ જર્મન લશ્કર ગભરાઇ ગયું અને તેણે માર્ન નદી તરફ પાછળ હઠવા માંડયું. અંગ્રેજો ફ્રેંચ લશ્કરની મદદથી

માર્ન નદી ઓળંગ્યા. આથી જર્મન લશ્કરને સોઇસન ખાતે પાછળ હઠવું પડયું. તા. ૧૦ મી થી જર્મન લશ્કરમાં ભારે અવ્યવસ્થા ચાલવા માંડી. દુશ્મનો પાછળ હઠતા ગયા અને અંગ્રેજ તથા ફ્રેંચોએ દુશ્મનનાં ૭ હજાર માણસોને કેદ કરી ૧૫ તોપો કબજે કરી. મ્યુઝ નદીની પશ્ચીમે પણ શત્રુઓ પાછાજ હઠતા હતા. તેઓ વીટ્રે છોડી ગયા અને બ્રીટીશ ઘોડેસ્વાર પલટણ રીસ્મી સુધી આગળ વધી. જર્મનો એટલા તો આકળા ઉતાવળા થઇને નાઠા હતા કે તેઓ પોતાના નકશા, કાગળપત્ર, પાર્સલો વગેરે પણ પડતાં મુકી ગયા હતા. ક્રામેન્ટીઅર ખાતે તેમણે એક આખું તોપખાનું, બંદુકો અને દારૂગોળા સાથે છોડી દીધું હતું. કેદ કરેલા જર્મનો બહુજ થાકેલા તથા ભુખ વેઠીને દુબળા પડી ગયેલા જણાતા હતા. જે દીવસે જર્મનોને પારિસની આસપાસ પાછા હઠાવવામાં આવ્યા તેને આગલે દિવસે રાતના અંગ્રેજ સેનાધિપતિએ એક જાહેરનામું બહાર પાડીને જણાવ્યું હતું કે, આવતી કાલે આપણે આપણા જીવની દરકાર કર્યા વગરજ લડવું જોઇએ. આ લડાઇ ઉપરજ આપણા દેશના લાભા લાભનો તમામ આધાર છે. એજ મતલબનું એક જાહેરનામું જર્મન સેનાધીપતિએ પોતાની સેના જોગ બહાર પાડ્યું હતું.

તા. ૧૪ મી સપ્ટેંબરને દીને સંયુક્ત સેનાએ એસને નદી ઓળંગી દુશ્મનોની પુઠ પકડી. ૭ દિવસથી સંયુકત સેના સારી રીતે આગળ વધતી જતી હતી. દુશમનો નાન્સીની બાજુએ થઇનેજ પાછા હઠતા હતા. આ જગાએ ખુદ જર્મન શહેનશાહ લડાઇ જોવાને ગયા હતા અને ત્યાં તેમણે દશ દિવસ સુધી લડાઈ જોઇ હતી. જર્મનોના વીશ હજાર માણસ આ ઠેકાણે મરણ પામ્યાં હતાં તેમજ લુનેવીલે ખાતે તેઓના અગીઆર હજાર

માણસો મરણ પામ્યાં હતાં. એટલા વખતમાં સંયુકત સેના કુલે ૬૨ માઇલ આગળ વધી હતી. ફ્રેંચ સેનાધિપતિએ આ વખતે જાહેર કર્યું કે જર્મનીનાં લશકરી સાધનોની ધુળધાણી થઈ જતાં સુધી લડાઇ ચાલુજ રહેશે. પારિસ ખાતે જખમી થઇને આવેલા જર્મનોના પેટમાં માટીમાં દાટેલાં કંદમુળ ખાધેલાં હોવાનાં ચિન્હો નજરે પડતાં હતાં તે ઉપરથી એમ સમજી શકાતું હતું કે, જર્મન સેનાને ભારે ભુખ વેઠવી પડે છે. રશીઆએ ઓસ્ત્રીઆનાં એક લાખ માણસને કેદ કર્યાં. રશીઅન સેના વીએના તરફ આગળ વધતી હતી.

તા. ૧૫ મી સપટેંબરને દિને કાંઇ ઘણું જાણવાજોગ બન્યું નહિ. જરમનો ધીમે ધીમે પાછા હઠતા જતા હતા. જર્મન એલચીઓ બેલ્જીઅમ ખાતે કાંઇ સમાધાની કરવાને ગયા હતા પરંતુ તેમને પાછા કહાડવામાં આવ્યા. ગેલીશીઆ ખાતે પુરેપુરૂં લશકર જમા કરવાનુ હોવાથી હાલ તુરત પુર્વ પ્રુશીઆ ખાતે હલ્લો કરવાનું મુલતવી રાખીશું એમ રશીયનોએ જાહેર કર્યું.

તા. ૧૬ મી સપટેમ્બરને દિને જર્મનો એસનેની ઉત્તરે મજબુત થાણું નાખી બેઠા. જર્મન પ્રીન્સ યુવરાજની પલટણ પાછી હઠી. સંયુકત સેનાએ રીમ્સ તાબે કર્યું. સંયુકત સેનાનાં જમણી પાંખ તરફનાં લશકરે ૬૦૦ જર્મનોને કેદ કર્યાં તથા ૧૨ તોપો કબજે કરી. એ વખતે વરસાદ ઘણો જોસભેર પડવાથી જર્મનોને પાછળ હઠવામાં પણ બહુ ત્રાસ વેઠવો પડયો. સંયુકત સેનાની જમણી બાજુએ રહેલું જર્મન લશકર મેટસ અને ક્રેટન ખાતે પાછળ હઠતું રહ્યું. જર્મન યુવરાજે વેરડનને ઘેરો ઘાલી તેના

ઉપર તોપોનો મારો ચલાવ્યો છે એમ જણાવવામાં આવ્યું પણ ફ્રેંચોએ જાહેર કર્યું કે એ હકીકત ખોટી છે. ટોલ અને વેરડનની વચમાં આવેલી ખીણુ સંયુકત સેનાએ તાબે કરી અને તેથી જર્મન યુવરાજને મેંટઝ ખાતે પહોંચતાં બહુ મુસ્કેલી વેઠવી પડી. પોપેરીંઘે નજદીક ફ્રેંચ ઘોડેસ્વાર પલટણે જર્મન ઘોડેસ્વાર પલટણને હાંકી કહાડી. બોર્ડો ખાતે ફ્રાન્સના પ્રેસીડેન્ટને જર્મનીના બીજા બે વાવટા ભેટ કરવામાં આવ્યા. એક જર્મન સેનાધીપતિએ "પાછળ હઠો" એવો હુકમ સાંભળતાં વાર આપઘાત કરવાની તજવીજ કરી. રશિયન સેના લોવરસ્યાન ખાતે જઇ પહોંચી. પૂર્વ પ્રુશિયા ખાતે લડાઈ થઇ નહિ. જાપાની ઘોડેસ્વાર પલટણે નામનું મથક તાબે કર્યું. જાપાનનું આગળનું લશ્કર કીયાચાઉ ખાતે ગયું. જર્મન એલચીએ આ વખતે ચીનને જણાવ્યું કે, "તમે તટસ્થતા છોડી દેઇ જાપાનને તમારી હદમાં લશકર લાવવા દીધું છે તે માટે અમારી સરકાર તમને જબાબદાર ગણુશે અને જે નુકસાની થશે તે ભરી લેશે. પૂર્વ પ્રુશીયા ખાતે ભારે હાર થવા માંડી તેથી જર્મનીને પશ્ચીમ રણક્ષેત્ર ઉપરનું ઘણું લશકર ત્યાં લઇ જવું પડયું. પૂર્વ પ્રુશિઆ ખાતે જર્મન અને પ્રુશીઅન લશ્કરે રશીઅન લશકરને ઘેરવાનો પ્રયાસ કર્યો પણ તે નકામો ગયો. સેમલીન ખાતેથી ઓસ્ત્રીઅનો નાસી જતા હતા અને સર્વીયનો તેમની પુઠે પડયા હતા. સેવ અને ડ્રીનાની ખીણોમાં સર્વિયાએ ૯૦ હજાર ઓસ્ત્રીઅનોને હરાવીને કેટલીએક તોપો કબજે કરી. બ્રીટીશ આફ્રીકા ખાતે ઓરેન્જ નદી ઉપર એક જમન ટુકડી ઉપર છાપો મારીને તેને એક અંગ્રેજ ઘોડેસ્વાર પલટણે કાપી નાખી. દક્ષીણુ આફ્રીકા ખાતેનાં બ્રીટીશ લશકરે રામન નામનું એક મોટું જર્મન મથક તાબે કર્યું.

તા. ૧૭ મી સપટેમ્બરને દિને આફ્રિકાના પ્રસિદ્ધ યોદ્ધા ડીલેરીનું મરણ બહુ અજબ સંજોગો વચ્ચે નીપજ્યું. જનરલ ડીલેરી પોતાના હાથ નીચેના અમલદારો સાથે મોટરમાં બેસીને પોતાના ખેતરે જતા હતા. તેમના જેવીજ મોટરગાડીમાં બેસીને કેટલાક જાણીતા ધાડપાડુઓ જવાના છે એવી ખબર પોલીસને તેજ દીવસે મળી હતી. જનરલ ડીલેરીની મોટર ચાલી જતી હતી તે વખત પોલીસે "કોણ જાય છે ?" એમ પુછ્યું પણ તેનો કાંઈ જવાબ નહિ મળવાથી પોલીસે તેઓ ઉપર એકદમ ગોળીબાર શરૂ કર્યા. એક ગોળી જનરલ ડીલેરીની છાતીમાં લાગવાથી તે તુરત મરણ પામ્યો. જનરલ ડીલેરી આફ્રીકા ખાતેની મોટી સેના લઇને અંગ્રેજોને મદદ કરવાને જવાના હતા. તેને બદલે આવો બનાવ બન્યો એ એક દૈવ ચમત્કારજ! લડાઇ શા કારણોસર ઉભી થઇ તે સંબંધે સરકારી કાગળ પત્રો પ્રગટ કરવામાં આવ્યાં તે ઉપરથી એમ જણાય છે કે તા. ૧ લી ઓગસ્ટ પર્યંત રશીઆ અને ઓસ્ત્રીઆ વચ્ચે રીતસર પત્રવહેવાર ચાલતો હતો અને સર્વિઆ ઉપર તેની સ્વતંત્રતાના સંબંધમાં જે છેવટનો સંદેશો મોકલવામાં આવ્યો હતો તેના સંબંધમાં મધ્યસ્થ તરીકેની નીમણુંક કરવાનું કબુલ રાખવામાં આવ્યું હતું. એવી રીતે જવાબ સવાલ ચાલતા હતા તેટલામાં તો રશીઆ અને ફ્રાન્સને જર્મનીએ છેવટના સંદેશા મોકલી આપ્યા અને તેમાંથી બધી બાજી બગડી ગઇ. હેલીગોલેન્ડથી ૭ માઇલ છેટે જર્મન ક્રુઝર "હેલા" ને ડુબાડી એક બ્રીટીશ સબમરીન પાછી ફરી. ઈંગ્લન્ડ, હાવરે અને પારીસની વચ્ચે હમેશાં સંદેશા ચાલ્યાંજ કરતા હતા. જાપાનીઝોએ કીયાચાઉનું રેલ્વે સ્ટેશન રવીવારે કબજે કર્યું. ગેલીશીઆ પ્રાંત ખાતે ૫૦૦૦ જર્મનો કેદ થયા. તા. ૧૪ મી તથા ૧૫ મીએ જે લડાઇ ચાલી

તેના અહેવાલ ઉપરથી જણાય છે કે સંયુકત સેના બે જરમન લશકરની પુઠ પકડતાં પકડતાં તેના પાછલા ભાગ સુધી જઈ પુગી અને તેના ઉપર હુમલો કર્યો પરંતુ તેટલામાં જર્મન લશ્કરને બીજી મદદ આવી મળવાથી તેઓ સામા થયા અને વરડનની ઉત્તર સુધીમાં તેઓએ સારી રીતે પોતાનો બચાવ કર્યો અને રસ્તામાં કેટલેક ઠેકાણે બચાવનાં મજબુત સાધનો ઉભાં કર્યાં. એટલું છતાં તેઓ પાછા હઠતા જતા હતા તે દરમ્યાન તેમણે કેટલોક દારૂગોળો પડતો મુકયો હતો અને તેમનાં કેટલાંક માણસો પણ કેદ થયાં હતાં. માર્ન નદી ખાતેથી જર્મનો પાછા હઠયા તેનું કારણ એ હતું કે, તે વખતે હવા પહેલા કરતાં ઘણી ખરાબ હતી. ધોધમાર ચાલુ વરસાદ વરસ્યાં કરતો હતો. અંગ્રેજ લશ્કરની પણ આવી રૂતુથી ભારે ખરાબી થઇ છે એ વાત ધ્યાનમા લેઇ તેને બાજુએ મુકી માત્ર ફ્રેન્ચ સેનાને ઘેરવાનો જર્મન સેનાધિપતિએ વિચાર કર્યો. એક અંગ્રેજ ઘોડે-સ્વાર પલટણે એવી ખબર આપી કે, જરમન લશ્કર પૂર્વ તરફ જાય છે. અંગ્રેજ સેનાધિપતિ ફ્રેન્ચે પોતાનાં વિમાનો નહિ ઉડાડતાં જમીન ઉપરજ રહેવા દીધાં અને દુશ્મનો અંગ્રેજ સેનાને છોડી જમણી બાજુએ બરાબર ચાલ્યા જાય ત્યાં સુધી તેઓ તદન ચુપજ રહ્યા. દુશ્મનો પૂર્વ તરફ ગયા કે તુરત તેઓએ જનરલ એલેન્બીની ઘોડેસ્વાર પલટણને તેની પુઠે મોકલી અંગ્રેજ પાયદલ લશ્કરે પણ કેટલાક કલાકો સુધી પુઠ પકડી, જેથી આખરે દુશ્મનોને ઉત્તર તરફ પાછા ફરવું પડયું. જર્મન જનરલ કલકે અંગ્રેજ સેનાના સંબંધમાં તદન ખોટી કલ્પના કરી હતી કેમકે અંગ્રેજ સેનાને તે વખતે ઘણી મોટી મદદ તદન છુપી રીતે આવી મળી હતી. જર્મનોએ વેરાન ખેરાન થઇ જનાવરોની માફકજ ગમે તેમ નાશ ભાગ કરી.

## "એમડન" નાં કાર્યનો આરંભ.

આજે કલકત્તા નજદીક એક જર્મન બારકસ "એમડન" હોવાની વાત પહેલી વારજ જાણવામાં આવી. એમડને ત્યાં પાંચ સ્ટીમરોને ડુબાડી દીધી. પહેલું તો "એમડન" વીઝાગાપટમ ખાતે એક ઇટાલીયન સ્ટીમરને મળ્યું. પરંતુ જ્યારે ખાત્રી થઈ કે તે તો ઇટાલીયન સ્ટીમર હતી, ત્યારે તેને છોડી દીધી. તે બાદ તે બારકસ બંગાળના ઉપસાગરમાં દાખલ થયું અને તા. ૧૦ મીથી ૧૪ મી સુધીમાં ઉપર જણાવ્યા પ્રમાણે પાંચ સ્ટીમર ડુબાડી દીધી. તે પહેલાં તેણે કરાંચીથી કોલસા ભરીને જતી એક ગ્રીક સ્ટીમરને પકડી તેની પાસેથી કોલસો લેઈ લીધો હતો. 'ઇન્ડસ' નામની સ્ટીમરને પકડી તે વખતે એમડન બારકસ ઉપર અંગ્રેજ વાવટો ફરકતો હતો પણ તેને પકડયા પછી તુરતજ તેના ઉપર જર્મન વાવટો ફરકવા લાગ્યો. "ઇન્ડસ" ઉપરનાં સઘળાં માણસોને એક ગ્રીક સ્ટીમર ઉપર ચડાવવામાં આવ્યા બાદ તેને ડુબાડી દેવામાં આવી. પરંતુ ખલાસીઓ સાથે ઘણી સારી વર્તણુંક ચલાવવામાં આવી હતી. તા. ૧૧ માને દિને પાછી "લોવ્હટ" નામની એક બીજી સ્ટીમર ડુબાડી અને તા. ૧૨ મીને દિને ૧૧॥ વાગતાં "કાબિંગા" નામની સ્ટીમર ઉપર ગોળી છોડવામાં આવી અને થોડીજ વારમાં ઇન્જીન બંધ પાડવા કહેવામાં આવ્યું. એટલુંજ નહિ પણ તે પછી તુરતજ વાયરલેસ ટેલીગ્રાફીનું સાંચા-કામ બંધ કરો એવો હુકમ આપવામાં આવ્યો. "કાબીંગા" ના કેપ્ટન એમ સમજ્યા કે આ સ્ટીમર બ્રીટીશ છે. આથી તેણે એ હુકમને માન આપી તુરત એ બેઉ સાંચા બંધ પાડયા. ઇન્જીન બંધ પડયું કે તુરતજ

એક જરમન ઓફીસરે "કાબીંગા" ઉપર જઇને કહ્યું કે, તમારી સ્ટીમર લુંટ તરીકે લેઇ લેવામાં આવશે અને તમે તેમજ તમારાં માણસો અમારા કેદી થયા છો. તુરતજ જરમન સ્ટીમરના કેપ્ટને વાયરલેસ ટેલીગ્રાફીનો સંચો તદ્દન બંધ પાડી નાખ્યો. તેણે તેનો બધો સામાન કબજે કર્યો અને તે ઓરડા આગળ એક સીપાઇને ત્યાં પહારો ભરવાને એવા હુકમ સાથે બેસાડયા કે, આ સંચો જો કોઇ ચાલુ કરે તો તેને તાબડતોબ ગોળીથી વિંધી નાખજો, એ પછી "કાબીંગા" ઉપર "ઇન્ડસ," "લોવ્હટ" અને "કિલીત" ઉપરના સઘળા ખલાસીઓને ચડાવ્યા. તા. ૧૪ મીને દીને "ડીપ્લોમાટ" નામની ચોથી સ્ટીમર એમડને પકડી. તેની સારી પેઠે જડતી લીધા બાદ તેની ઉપરનાં માણસોને પણ "કાબીંગા" ઉપર ચડાવીને પછી તેને પણ ડુબાડી દેવામાં આવી. એજ રીતે તેજ દહાડે "ટ્રાબાજ" નામની પાંચમી સ્ટીમર પકડીને તેને પણ ગોળીબારથી ઉડાવી મુકવામાં આવી. જે જે સ્ટીમરો ડુબાડી દેવામાં આવી હતી તે ઉપરનાં માણસોને દરેકને એક ગાંસડી કરતાં વધારે સામાન લેવા દેવામાં આવ્યો નહોતો. "ઇન્ડસ" અને "લોવ્હટ" સરકારી સ્ટીમર હતી. તે સ્ટીમર મુંબઇ ખાતે આવતી હતી. "કાબીંગા" ઉપર ૪૧૬ ઉતારૂ હતાં. અને તેમાંના ૭૦ તો લશ્કરી અમલદાર હતા. આ સ્ટીમર કેમ ડુબાડી નહિ દીધી તે કાંઇ સમજાયું નહિ પણ એમ પણ માનવામાં છે કે તેની ઉપર કેપટનની સ્ત્રી અને છોકરાં હતાં. તેથી તેને નહિ ડુબાડી હોય. આ પ્રમાણે તોફાન કરીને છેવટે જરમન સ્ટીમર "એમડન" ઇટાલીયન સ્ટીમર "પાંટોપોરસ"ને સાથે લેઇને દક્ષીણ તરફ ગઇ. કાબીંગાનો એ પ્રકારે છુટકો થયા બાદ સેન્ડહેડ ખાતે આ વિષેની ખબર મોકલવામાં આવી. "એમડન" બારકસ સ્ટ્રેટસની સામુદ્રધુનીમાં ભરાઈ બેઠું હતું. તેની પુઠે બ્રીટીશ તથા જાપાનીઝ કાફ-

લાની સ્ટીમરો દોડી હતી પરંતુ તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ. "એમડન" છત્રીશ દીવસ થયાં આવાં પરાક્રમ બજાવવા માટે ચાલુ પ્રયાસ કર્યાં કરતી હતી. "ડીપ્લોમેટ" ને ડુબાડયા પછી એમડનને એક ઇટેલીઅન સ્ટીમર મળી પરંતુ તેનાં ઉપરના કાગળપત્રો જોવાથી જ્યારે એવી ખાત્રી થઇ કે તે એક ઇટેલીઅન સ્ટીમરજ છે ત્યારે તેને છોડી દેવામાં આવી. "ડીપ્લોમેટ" ને ત્રણ ગોળા મારીને ડુબાડી દેવામાં આવી હતી. તા. ૧૩ મીને દીને 'એમડન' બ્રીટીશ ઇન્ડીઆ કંપનીની એક સ્ટીમરની પુઠે પડી હતી પણ તે છટકી ગઇ હતી. એમડને આશરે સાત લાખ છપન હજાર છસો પાઉન્ડનું નુકસાન પહોંચાડયું એવો આ વખતે અડસટો કહાડવામાં આવ્યો. "કાબીંગા" ને છોડી જતી વેળાએ તેના કેપટનને "એમડન" ના કેપટને કહ્યું હતું કે, "હજી અમારૂં કામ પુરૂં થયું નથી; કદાચ જો અમારૂં બારકસ શત્રુના પંજામાં આવી જશે તો અમે તે ડુબાડી દેઇશું પણ તેને અમે શત્રુના હાથમાં જવા નહિજ દેઇશું. શેંગાહી વગેરે મથકો ખાતેથી ટપાલ લઇને એક સ્ટીમર રંગુન જતી હતી તેને પણ એમડને પકડી હતી પરંતુ રંગુન જતી સ્ટીમરના કેપટને જણાવ્યું કે, "આમાં ફક્ત ટપાલ છે તેનો જો નાશ કરશો તો લોકોને ખબર અંતર નહિ મળવાથી બહુ દીલ દુઃખાશે માટે અમને જવા દો." એ વીનતી ધ્યાનમાં લેઇને તેને છોડી દેવામાં આવી હતી.

તા. ૧૮ મી સપટેમ્બરને દિને એન નદીની ઉત્તરે ઘણી ભયંકર લડાઇ ચાલી રહી હતી. કેટલેક ઠેકાણે દુશ્મનો જરા પાછા હઠયા હતા. પરંતુ કેટલેક ઠેકાણે તેઓ ખાડીઓ ખોદી મજબુતીથી ધામો નાખી રહ્યા હતા અને જર્મન યુવરાજની ફોજ જે ઠેકાણેથી પાછી હઠી તે મથક પાછું

મેળવવાને તેમણે જોરભેર પ્રયત્ન કર્યો હતો. સોહસોન્સ ખાતે પાછા હઠતાં હઠતાં તેઓ જીવ ઉપર આવીને લડયા હતા. ચાર દીવસ સુધી એવી લડાઈ ચાલુ રહી. તા. ૧૦ મીથી ૧૫ મી સુધી એને નદીની ઉત્તરે જર્મનોએ ઘણું જોર દેખાડયું હતું. ખાસ કરીને તેઓ અંગ્રેજ સેના સાથે ઠેકાણે ઠેકાણે લડતા હતા. દુશમનો જે જગાએ ધામો નાખી બેઠા હતા તે બે રેલ્વેની વચમાં આવેલી હતી. એ પછી સોઇસન્સ ખાતે અંગ્રેજી સેનાને એટલી તો સારી મદદ જઇ પહોંચી કે પછી તો જર્મન સેનાથી તેને પણ કાંઇ નુકસાન કરી શકાય તેમ નહોતું. પૂર્વ રણક્ષેત્રમાં ઓસ્ત્રીઅનોએ ગેલીશીઆ ખાલી કરી આપ્યું. બાલ્ટીક સમુદ્ર ખાતે દીવાદાંડીઓ ઉપરની રોશની બંધ કરવામાં આવેલી હોવાથી એવાં તો ફારસ થવા માંડયાં કે કેટલીક જર્મન લડાયક સ્ટીમરોએ અંધારામાં એક બીજાની સાથે ભારે યુદ્ધ કર્યાં. બેલ્જીઅમે જાહેર કર્યું કે જર્મન સૈન્ય અતિશય અત્યાચાર કરે છે તેના જવાબમાં અમેરીકાના પ્રેસીડેન્ટે એમ જણાવ્યું કે લડાઇ પુરી થયા પછી એ બાબતની જરૂર તપાસ ચલાવવામાં આવશે.

તા ૧૯ મી તથા ૨૦ મી સપ્ટેમ્બરના દિવસોએ એને નદી ઉપર જે લડાઇ ચાલતી હતી તેનું પરિણામ જાણવાને લોકો બહુ આતુર થઈ રહ્યા હતા. લડાઇ હજુ ચાલુજ હતી. દુશ્મનોનો પાછળના ભાગમાંથી જોઇતો સરસામાન વગેરે લાવવાનો વહેવાર બંધ પડયો છે એટલે હવે તેઓ સારી રીતે પકડાઇ જશે અને પોતાની ફતેહ થશે એમ સંયુક્ત સેનાને લાગવા માંડયું. દુશ્મનોએ બ્રીટીશ સેના ઉપર ત્રણ હુમલા કર્યાં પણ તેમાં તેઓને પાછા હાંકી કહાડવામાં આવ્યા હતા. ક્રામોને તથા રીમ્સ ખાતે રાતની વખતે

ત્રણ વાર દુશ્મનોએ હલ્લા કર્યાં પણ તેમાં પણ તેમને આખરે પાછળ હઠવું પડયું હતું. એ સઘળું છતાં મધ્ય ભાગમાં જર્મનોની સ્થીતી ઘણી મજબુત હતી. તેમણે ટેરમાંડે શહેરને આગ લગાડી તારાજ કર્યું અને રીમ્સ ખાતેનાં દેવળ ઉપર ગોળા ફેંકવા માંડયા ઓસ્ત્રીઅનો ગેલીશીઆ ખાલી કરી ગયા પછી રશીઅનો પૂર્વ પ્રુશીઆમાં દાખલ થયા. મોન્ટી-નીગ્રોનું લશ્કર સેરાજેવો ખાતે ચડાઇ કરવાને જતું હતું. ઓસ્ત્રેલીઆના દરીઆઇ કાફલામાં બે સબમરીન બોટ હતી તેમાંની એક ડુબી ગઇ.

## સુલેહ કરાવવાની ખટપટ.

અમેરીકા ખાતેના જર્મન એલચીએ જણાવ્યું કે, આ "લડાઇમાં સઉ સરખા ઉતર્યાં અને જર્મનીની સ્થીતી યુરોપમાં છે તેવી ને તેવીજ કાયમ રહે એ શરતે સુલેહ કરવાને જરમન શહેનશાહ તઇયાર છે." પરંતુ અમે-રિકાના પ્રેસીડન્ટે તેનો એવો જવાબ આપ્યો કે, જ્યાં સુધી લડાઇમાં ઉતરેલાં કોઇપણ રાજ્ય તરફથી અમને કહેવામાં નહિ આવે ત્યાં સુધી એ બાબ-તમાં વચે પડવાને અમે તૈયાર નથી. ઇંગ્લન્દે એમ જાહેર કર્યું છે કે જ્યાં સુધી હમેશને માટે આ મારામારીનો નીકાલ થાય નહિ ત્યાં સુધી આ લડાઇ બંધ કરવામાં આવશે નહિ એટલે અમારે લડાઇ ચાલુ રાખવીજ પડશે એમ જર્મનીએ જણાવ્યું. આજે એવી ખબર પહોંચી કે, મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ વીલીંગ્ડનના મોટા દીકરા લડાઇમાં સામેલ હતા તેઓનો હાલમાં પત્તો મળતો નથી.

તા. ૨૧ મી સપટેમ્બરને દિને પણ એને નદી ઉપરની લડાઈ તો જેવી ને તેવીજ ચાલુજ હતી. સંયુક્ત સેના ઓઇસે નદીના જમણા કિનારે રહેજ

આગળ વધી અને રીમ્સની ઉત્તરેથી શત્રુ જે ભયંકર હુમલા કરવાના હતા તે અટકાવવામાં આવ્યા. એને નદીની ઉત્તરે અને સોઇસન નદીની દક્ષિણે જર્મનો આગળ વધી આવ્યા પણ તુરતજ તેઓને પાછા હઠાવવામાં આવ્યા. આરગોનેની બાજુએથી સંયુક્ત સેના આગળ વધતી હોવાથી લોરેન ખાતેનું જર્મન લશકર સરહદની પેલી પાર પાછું હટયું. પાછો વરસાદ વરસવા લાગ્યો. આથી બેઉ પક્ષનાં લશકરોનું કામકાજ ઠંડું પડયું. એક વેપારી સ્ટીમર જેને હથીઆરબંધ બનાવવામાં આવી હતી તેણે દક્ષીણ અમેરિકાના કિનારા ઉપર જર્મનીનાં એક વેપારી બારકસને ડુબાડી દીધું. આ જર્મન બારકસ ૧૭૦૦૦ ટન જેટલાં વજનનું અર્થાત ઘણું મોટું હતું એટલુંજ નહિ પણ તેની ઉપર ચાર ઇંચની તોપો પણ હતી. એક જર્મન સ્ટીમરે બ્રીટીશ તોપોની એક સ્ટીમરને ડુબાડી દેવાની તજવીજ કરી જ્યારે બીજી એક જર્મન સ્ટીમરે તેને પકડવાની તજવીજ કરી પરંતુ પરિણામ ઉલટુંજ આવ્યું કેમ કે એકને તો બ્રીટીશ સ્ટીમરે કેદ કરી અને બીજી ખડક સાથે અથડાઇને ડુબી ગઇ. જંગબાર ખાતે "પેગસ" નામનું એક બ્રીટીશ બારકસ પોતાનાં યંત્રો સાફ કરતું હતું તેટલામાં જર્મન બારકસ "કોનીસબર્ગે" ત્યાં આવી લડવા માંડયું જે વખતે બ્રીટીશ બારકસ ઉપરનાં ૨૫ માણસ મરણ પામ્યાં તથા ૮૦ માણસ ઘાયલ થયાં અને બારકસને પણ ઘણું નુકસાન પહોંચ્યું. જાપાને વાંગકોહાંગ ખાતે દુશ્મનો સામે જોસભેર ગોળા ફેંકનારી તોપોનો મારો ચલાવ્યો જેથી સાંજની વખતે તેઓ પોતાની ખાઇઓ છોડીને નાસી ગયા.

તા. ૨૨ મી સપ્ટેમ્બરને દિને ગેલીશીઆ પ્રાંત ખાતે સ્યાન અને વિસ્ચાક એ બે નદીની વચમાં રશીઅનોએ જર્મન તથા ઓસ્ટ્રીઅન

લશ્કરને ચારે બાજુથી ઘેરી લીધું રશીઆએ એ પ્રમાણે ચારે બાજુથી જે ઘેરો નાખ્યો હતો તેનો વીસ્તાર ૩૨×૧૬ માઇલ જેટલો હતો. રશિયાએ જ્યારોસ્લાવ શહેર ઉપર તોપો ગોઠવીને પ્રેમીસ્લ નામના કીલ્લા ઉપર ગોળા છોડવા માંડ્યા. ક્રેકાઉ ખાતેથી લોકોએ નાસી જવા માંડયું અને એમ સમજાવા લાગ્યું કે એ શહેર થોડીજ વારમાં રશીઆને કબજે થશે. પશ્ચીમ રણક્ષેત્રમાં તો હજી એને નદી ઉપર લડાઇ ચાલુજ હતી. રીમ્સ અને આર્ગોને તરફ સંયુકત સેના થોડી આગળ વધી. સંયુક્ત સેનાની ડાબી પાંખ લાસીની ટેકરીઓ ખાતે જઇ પુગી. ઓઇસની પૂર્વે અને એને નદીની ઉત્તરે દુશ્મનોએ મજબુત હુમલા કર્યા પણ તેમને ભારે ખુવારી સાથે પાછા કહાડવામાં આવ્યા. રીમ્સ શહેર ઉપર દુશ્મને તોપોનો મારો ચાલુજ રાખ્યો હતો. લોરેન અને વ્હોસગેસ ખાતે તો હતી તેવી ને તેવીજ સ્થીતી ચાલુ હતી. ડેલ્મે અને ચ્યાત્રસ્યાલીન એ બે મથકો ખાતે દુશ્મનો ખાહીઓ ખોદતા હતા. એને નદી ઉપર જે યુધ્ધ ચાલતું હતું તેમાં તો જર્મનોએ જીવની જરા પણ દરકાર કરવા વગર તુટી પડવા માંડયું હતું પણ શાંત ચિત્તે કામ કરીને અંગ્રેજ સેનાએ તેમને આખરે પાછા હઠાવ્યા હતા. એ પછી જર્મન સરદાર કલક પોતાનું મથક માન્સ ખાતે લેઇ ગયા. મોન્ટીનીગ્રોનું લશ્કર સેરાજેવોથી માત્ર પંદર માઇલ છેટે સુધી આવી પહોંચ્યું હતું. લાનીઝ ખાતે તેમણે ઓસ્ત્રીઅન લશ્કરને નસાડી મુક્યું. એ લડાઇમાં સર્વીઆના રાજપુત્ર જોર્જ ગુમ થઇ ગયા. રીમ્સ ઉપર દુશ્મનોએ તોપોનો મારો ચલાવવાથી હજારો માણુસ ત્યાંથી જીવ લેઇને નાસી ગયા. એક રસ્તો શહેરમાં એવો બાકી રહયો નહોતો કે, જ્યાં તોપના મારાથી ખરાબી થઇ ના હોય. પારીસ તરફ જતી વખતે જર્મનોએ દેવળને કાંઇ નુકસાન કર્યું નહોતું પણ પાછા ફરતી

વખતે તો તેને પણ છોડયું નહિ. પી. એન્ડ ઓ. કંપનીની સ્ટીમર "ઇજીપ્ટ"ને રસ્તામાં એક વેપારી સ્ટીમર મળી તેણે તેની પુઠ પકડી છે એમ "ઇજીપ્ત" ને લાગ્યું. આથી ઇજીપ્તે લડાયક સ્ટીમરોની મદદ માગી અને તે પ્રમાણે પ્લીમાઉથની નજદીકમાં તેને મદદ મળી પણ પછી માલુમ પડયું કે જે સ્ટીમરને પુઠે લાગેલી ધારવામાં આવી હતી તે તો કોઇ ફ્રેન્ચ સ્ટીમર હતી. એક જરમન બારકસે કીયાચાઉની બહાર જાપાનની એક ટોરપીડો બોટને ડુબાડી દીધી. મી૦ ચર્ચીલે લન્દન ખાતે ભાષણ કરતાં જણાવ્યું કે જો જર્મન કાફલો પોતાની જગા છોડી આગળ નહિ આવે તો તેને ઉંદરની માફક છંછેડીને બહાર કહાડવામાં આવશે. માર્ને નદી ખાતે જે જીત થઇ હતી તેના સબબે અંગ્રેજ સૈનાના ઘણાએક ઓફીસરોને પ્રમોશન આપવામાં આવ્યાં.

તા. ૨૩ મી સપ્ટેમ્બરના દિને પણ દુશ્મનો આગળ વધવાની જે કાંઇ હીલચાલ કરતા હતા તેમાં તેમને પાછા પાડવામાં આવતા હતા. જમણી બાજુએ સંયુંકત સૈના કાંઇક આગળ વધી. મધ્ય ભાગ ખાતેની સંયુકત સૈનાને વિખેરી નાખવાને દુશમનોએ ભારે પ્રયાસ કર્યો પણ તે મિથ્યાજ નીવડયો. તા. ૧૪ મી સપ્ટેમ્બરને દિને બ્રીટીશ સૈનાની એક ટુકડી એન નદી ઓળંગી સામી પાર ગઇ અને ત્યાં દુશ્મનોએ સંગીન હુમલા કરવા છતાં તેમણે પોતાનું મથક છોડયું નહિ. રાતના એ ટુકડીને ઘણી સારી મદદ આવી મળી. દુશ્મનોએ પોતાનાં થાણાં મજબુત કરવા માંડયાં હતાં. એ જોઇ દુશ્મનો તોપોનો જબરો મારો ચલાવે તો તે પણ સહન કરી શકાય તે માટે સંયુકત સૈનાએ ખાહીઓ ખોદવા માંડી. દુશ્મનોએ તોપોનો સતત મારો ચાલુ કર્યો. આ તોપો ઘણે દૂર સુધી ગોળા ફેંકી

શકતી હતી. બીજી તરફ રશીઆએ જારોસ્લો નામનો ઓસ્ત્રીઅન કીલ્લો લીધો. તા. ૧૨ મીને દહાડે ઉત્તર સમુદ્રમાં એક બ્રીટીશ બારકસ ફરતું હતું તેણે એક જર્મન વેપારી સ્ટીમર તથા બે કોલસાની સ્ટીમરો પકડી. જર્મનો તરફથી ગોળાઓનો વરસાદ તો ચાલુ વરસ્યાંજ કરતો હતો તેમ છતાં સંયુકત સેના ધીમે ધીમે આગળ વધતી જતી હતી. સેન્ટ ક્વીન્ટેનની પશ્ચીમ બાજુએથી અંગ્રેજો અને ફ્રેંચોનું જે નવું લશ્કર આવી પુગ્યું હતું તે દુશ્મનો ઉપર હુમલા કર્યા કરતું હતું. મ્યુઝ નદી તરફ દુશ્મનોએ ઘણા હુમલા કર્યાં પણ તે તમામ પાછા વાળવામાં આવ્યા હતા. આ બધી હીલચાલનો હેતુ એ હતો કે સંયુકત સેનાએ જે કીમતી ખાહીઓ ખોદી હતી તે દુશ્મનના હાથમાં જવા નહિ પામે.

## દરીયાઈ લડાઈ.

જર્મનીની સબમરીનોએ ઉત્તર સમુદ્રમાં "ક્રેસી," "અબોકીર" અને "હોગ" નામનાં ત્રણ બ્રીટીશ બારકસોને ડુબાડી દીધાં. પહેલી "અબો-કીર" ને ડુબાડવામાં આવી પણ તેની ઉપરના ખલાસીઓને બચાવવાને "ક્રેસી" અને "હોગ" મહેનત કરતી હતી તેવામાં તેને પણ ડુબાડવામાં આવી. પાસીફીક સમુદ્ર ખાતે આવેલી જર્મનીની વાયરલેસ ટેલીગ્રાફ ઓફીસ અંગ્રેજોએ કબજે લઇને તેના ઉપર બ્રીટીશ વાવટો ફરકતો કર્યો. સર્વિયાએ ડ્રીના નદી ઉપર આવેલાં કંપજ ખાતે ૧૫૦૦૦૦ માણસના ઓસ્ત્રીયન લશ્કરને હરાવ્યું. સર્વિયન લશ્કર કોઇ પણ રીતે બોસ્નીઅન લશ્કર સાથે જોડાવા નહિ પામે એ હેતુથી દુશ્મનોનાં લશ્કરે સર્વિઆમાં દાખલ થવા માંડયું પણ સર્વિઆને વખતસર મદદ આવી મળવાથી

દુશ્મનોનું લશ્કર હાર્યું. લોર્ડ જોર્જ હેમીલ્ટન મરણ પામ્યા એવી જે ખબર ઉડી હતી તે ખોટી ઠરી. પાછી ફ્રેન્ચ સરકાર બોરડોથી પારીસ ખાતે લાવવામાં આવે એમ જણાવા લાગ્યું.

## મદ્રાસ ઉપર તોપનો મારો.

જે "એમ્ડન" બારકસે બરમા અને કલકત્તાના કિનારા ઉપર તોફાન મચાવ્યું હતું તેજ એમ્ડન મદ્રાસ ખાતે જઇ પહોંચ્યું. ત્યાં તેણે ભારે ધાંધલ કરી. મંગળવારે રાતના ૯-૧૦ વાગે મારકોમેનીઆ નામની સ્ટીમરને લેઇને "એમડન" મદ્રાસની અગ્નિ દિશાએ આવી ઉભું. ત્યાંથી તેણે બંદર ઉપર ગોળા ફેંકવા માંડયા, જેમાં સઉથી પહેલો બર્મા ઓઇલ કંપનીના મેનેજર મી. એલીસના સુવાના ઓરડામાં પડયો. તે વખતે મી. એલીસ બાળ બચ્ચાં સાથે ઘરમાંજ હતા. તે પછીના ગોળા એ કંપનીનાં ગોડાઉનો ઉપર ફેંકવામાં આવ્યા જેથી એકદમ એવો તો ભડકો થયો કે દીવસ જેવો દેખાવ થઇ રહયો. તેથી બીજા વધુ ગોળા ફેંકવાની દુશમનોને ઠીક સગવડ મળી ગઇ એ કહેવું ખોટું નથી પણ દુશ્મનોને તેવા પ્રકાશની એટલી બધી જરૂર નહોતી કેમ કે, એમ્ડન ઉપર ઉંચા પ્રકારની સર્ચ લાઇટ તો હતીજ. દુશમનોનાં આ બારકસ ઉપરના અમલદારોમાં એક હેન્સાલાઇનની એક સ્ટીમરનો કેપ્ટન પણ હતો તે મદ્રાસનો બહુજ ભોમીઓ છે. કુલે ૨૦-૨૫ ગોળા ફેંકયા પછી તેની સામે માત્ર ત્રીજોજ ગોળો છુટયો એટલે તો "એમ્ડન" સર્ચ લાઇટ બંધ કરી ત્યાંથી પસાર થઇ ગયું. એમ્ડને આ પ્રમાણે હુમલો કરી નેશનલ બેંક, પોર્ટટ્રસ્ટ વગેરે ઇમારતોને ભારે નુકસાન કર્યું. તેલનાં ગોડાઉનો ઉપરના બે રામોશીઓ

ઘાયલ થયા હતા તથા એક તો ત્યાં ને ત્યાંજ મરણ પામ્યો હતો. મદ્રાસ સેલીંગ ક્લબનાં મકાનને પણ ઘણું નુકસાન થયું. "એમ્ડન"નો એક ગોળો શહેરની અંદરના ભાગમાં આવેલી વ્હેપરી સ્કુલ સુધી પહોંચ્યો હતો. બ્રીટીશ ઈંડીઆ કંપનીની સ્ટીમર "ચપ્રા" ઉપર પણ બે ગોળા આવી પડયા હતા. અને તેથી તેની ઉપરના ૮ અમલદારો ઘાયલ થયા તથા એક મરણ પામ્યો હતો. લશ્કરી સેપાહોને આ વિષેની ખબર આપવા જતાં મેસર્સ શો વોલેસ કંપનીવાળા મી. પર્વેસને પણ સ્હેજ ઇજા થઈ હતી. પોર્ટટ્રસ્ટના કારખાનાંમાં તે વખતે પુષ્કળ માણસો કામ કરતાં હતાં એ કારખાનામાં પણ કેટલાક ગોળા પડયા. પોર્ટટ્રસ્ટને કુલે રૂ. ૫૦૦૦ નું નુકસાન થયું "એમ્ડન" ની આ ધાંધલ અર્ધો કલાક ચાલુ રહી હતી. તેલની બે વખારો આંતર બળી ગઇ હતી. અને ત્રીજીને બંબાઓએ પાણીનો જબરો મારો ચાલુ કરી સળગી ઉઠતાં અટકાવી હતી. બંદરમાંની બીજી કોઇ સ્ટીમરને નુકસાન થયું નહોતું. તે ઉપરનાં હીંદી ઉતારૂઓને બીજે દીવસે સવારમાં ઉતારવામાં આવ્યાં અને અંગ્રેજ ઉતારૂઓ સ્ટીમર ઉપરજ રહ્યાં હતાં. જનરલ હોસ્પીટલ ઉપર એક ગોળો જઇ પડવાથી ત્રણ બીમાર જખમી થયાં હતાં. "ચપ્રા" ના એક અમલદાર મી. વ્હીલરને સખત ઇજા થઈ હતી. "એમ્ડન" આવાં તોફાન શા સારૂ કરે છે તે વિષે કાંઇ પણ ચોકસ ખબર પડતી નથી પરંતુ સ્ટીમરો ડુબાડવાને બદલે તેલની વખારો બાળી શહેરીઓને ગભરાવવા એજ તેનો હેતુ હોવો જોઇએ એવું તેણે જે ગોળા ફેંકયા હતા તે ઉપરથી અનુમાન કહાડી શકાય. "એમ્ડન" પાસે જેવી સર્ચ લાઇટ હતી તેવીજ જો બંદર ઉપર પણ હોત તો "એમ્ડન" ઉપર ગોળા ફેંકવાનું સ્હેલાઈથી બની શકત, એમ લાગે છે પણ કેટલાક

એમ પણ કહે છે કે તેમ હોત તો અત્યારે જે નુકસાન થયું છે તે કરતાં વધુ ભારે નુકસાન થવા પામત.

"અબોકીર" "ક્રેસી" અને "હોગ" નામનાં ત્રણ અંગ્રેજ બારકસોને જરમન બારકસે ડુબાડયાં હતાં તેનો વિગતવાર અહેવાલ મળતાં સમજાયું કે, "અબોકીર" સુરંગ સાથે અથડાવાથી જે અવાજ થયો તેથી "ક્રેસી" ઉપરના ખલાસીઓ જાગી ઉઠયા. તેઓ નાની નાની હોડીઓ પાણીમાં ઉતારતા હતા તેટલામાં "હોગ" સાથે પણ સુરંગ અથડાઇ, "ક્રેસી" ઉપરના માણસો એ પ્રમાણે ડુબેલી બે બોટો ઉપરનાં માણસોને બચાવવામાં ગુંથાયલાં હતાં તેટલામાં તો તેને સુરંગનો ભોગ બનાવવામાં આવી. જે જર્મન બોટે એ પ્રમાણે ત્રણ બોટોનો નાશ કર્યો તેના ઉપર ડચ વાવટો ફરકતો હતો. "લૅાવેસ્ટોક" નામનું બ્રીટીશ બારકસ મહામુશ્કેલીએ આ વખતે ત્યાંથી છટકી બચી ગયું હતું જો "હોગ" અને "ક્રેસી"એ ઉતારૂઓને બચાવવનો પ્રયત્ન કર્યો ના હોત તો તેમને કાંઈ નુકસાન થાત નહિ. એ ત્રણ બ્રીટીશ બારકસોને ડુબાવવાનું કામ બે જર્મન સબ-મરીનોએ સાથે મળીને કર્યું હતું. પરંતુ જર્મનીએ એમ જણાવ્યું હતું કે એકજ સબ-મરીને એ કામ બજાવ્યું હતું અને તેના પરિણામે સુમારે ૧૫૦૦ માણસ ડુબી ગયાં હતાં. જે ઠેકાણે આ બનાવ બન્યો ત્યાં આજ કેટલાંક અઠવાડયાં થયાં જર્મની તરફથી બારીક તપાસ ચલાવવામાં આવતી હતી. આ સ્થળનું નામ મુહડેન છે, જે હોલેન્ડનું એક બંદર છે. જે માણસોને બચાવી લેવામાં આવ્યાં હતાં તેઓ લડાઇનાં કેદીઓ હશે એમ સમજી ડચ અધિકારીઓએ તેમને રોકી રાખ્યાં અને પછી ઈંગ્લંડ ખાતે પહોંચાડી દીધાં. કલોન

ખાતે પાંચ બ્રીટીશ વિમાનોએ ઝેપેલીન રાખવાનાં એક જર્મન મથક ઉપર બોમ્બ ફેંક્યા હતા જેથી તે મકાનમાં આગ લાગી તે જોઇ વિમાન ત્યાંથી પાછાં ફર્યાં. ડૂસેલડાર્ફ ખાતે પણ થોડાક બોંબ નાખવામાં આવ્યા પણ તેથી ઝેપેલીન રાખવાનાં મથકને ઘણું નુકસાન થયું નહિ. હોલેન્ડમાં આસ્ત્રીચ ગામ ખાતે કોઇ અજાણ્યાં વિમાને બોંબ નાખ્યા તે જોઇ હોલંડનાં સીપાઇઓએ તેના ઉપર ગોળીબાર કર્યાં પણ તે નકામા નીવડયા હતા. પશ્ચીમ રણક્ષેત્ર ખાતે આજે કાંઇ ખાસ વિશેષ બન્યું નહોતું એમ સરકાર તરફની ખબરોમાં જણાવવામાં આવ્યું હતું પરંતુ "ડેલી મેલ" ના ખબરપત્રીએ એમ જણાંવ્યું કે, દુશ્મનોની જમણી પાંખ પેરોન અને કુઇન્ટીનની વચમાં પાછળ હઠી હતી. જખમી થયલા એક શખ્સે જણાવ્યું કે એ બે શહેરોની વચમાં નવ માઇલ સુધી જ્યાં ત્યાં મુરદાંઓજ પડેલાં છે. અમીન્સ ખાતે ભારે લડાઈ ચાલુજ હતી અને ત્યાંથીજ સંયુકત સેના વાંક લેઇને ઉપરના ભાગ તરફ જવાની હતી. માન્સ ખાતે લડાઈ ખાતાનું મુખ્ય મથક હોવાથી ત્યાં સુધીનો વહેવાર બરાબર ચાલુ રહે તે માટે જર્મનો બહુજ મહેનત કરતા હતા. જર્મનોએ વરડનની ઉત્તરે આવેલાં વૌવ્હરે ખાતે અનેક હુમલા કર્યાં પણ પાછા હઠાવી કહાડવામાં આવ્યા હતા. નોમેની અને ઓરાકોટ એ બે મથકો દુશ્મનો છોડી ગયા. જર્મનો પાછા હઠતા હતા તે વખતે સોઇસન ખાતે ભારે લડાઇ થઈ હતી. જર્મનોએ તે વખતે વીશ કરતાં વધારે તોપોથી વરસાદ માફક ગોળાઓ ફેંકવા માંડયા હતા. લીજ ખાતેની લડાઇ કરતાં પણ આ લડાઇ વધારે ભયંકર હતી એમ લડાઇનાં મેદાનમાં ગયલા એક ડચ પત્રકારે જણાવ્યું છે. જારોસલાવ ખાતે રશીઆએ બે કીલ્લા કબજે કર્યાં અને પ્રેઝીમીસલ ખાતે જતી રેલ્વેનો રસ્તો પણ કબજે કર્યો. પૂર્વ પ્રશીઆ ખાતેથી બહુ

સાવધતા સાથે રશીઅન લશ્કર પાછું હઠતું હતું. કોઇન્સબર્ગને ઘેરો ઘાલવા માટે રશીઅન લશ્કર વધારે મદદ આવી પુગે એવી રાહ જોતું હતું. જર્મનીનાં નૈરૂત્ય આફ્રીકાની સામે લડવાને જનરલ બોથા પોતે બહાર પડયા. વ્હોઇ નામનું એક મથક હાથ કરવાની જર્મનો તજવીજ કરતા હતા પણ ત્યાંથી તેમને પાછા હાંકી કહાડવામાં આવ્યા હતા. જર્મનીએ રીમ્સ ખાતેનાં દેવળ ઉપર તોપનો મારો ચલાવ્યો તે માટે તેને ઠપકો દેવાવા લાગ્યો તેનો જવાબ જર્મનીએ એવો આપ્યો કે, જો તે દેવળજ હતું તો તેના ઉપર તોપખાનું અને લડાઇની બીજી સામગ્રીઓ શા માટે ગોઠવવામાં આવી હતી. અર્થાત કે તેથીજ તેઓને તેના ઉપર મારો ચલાવવો પડયો હતો. જર્મન શહેનશાહ પૂર્વ પ્રુશીઆ ખાતે ગયા.

તા. ૨૫ મી સપટેમ્બરને દિને ઉત્તર ફ્રાન્સ ખાતે બીલ્કુલ લડાઇ થઇ નહોતી. સંયુક્ત સેના જમણી બાજુએ આગળ વધવાનો પ્રયત્ન કરતી હતી. એન નદી ઉપર લડાઇ નથી ચાલતી પણ ત્યાં તો એક પ્રકારનો ઘેરો ઘાલવામાં આવ્યો છે અર્થાત તેનો છુટકો થતાં ઘણા દીવસો લાગશે એમ સંયુક્ત સેના તરફથી જણાવવામાં આવ્યું. પારીસ ખાતેની સ-તાવાર ખબરો ઉપરથી એમ જણાયું કે, સંયુક્ત સેના કેટલેક ઠેકાણે પાછળ હઠતી હતી તો કેટલેક ઠેકાણે આગળ વધતી હતી. જારોસ્લાવ લેતાં પહેલાં રશીઆએ દુશ્મનોની લડાઇને લગતી સામગ્રી ભરીને જતી એક રેલ્વે ત્રેન કબજે કરી. મોન્ટીનીગ્રોનાં લશ્કરે કયાટારો ઉપર તોપોનો મારો શરૂ કરી દીધો હતો. એ લશ્કર સારાજેવોની છેક નજદીકમાં જઇ પહોંચ્યું હતું. ડાલમ્બાટીયન કીનારા ઉપર ઓસ્ટ્રીઆની બે લડાયક સ્ટીમરો તથા એક ડીસ્ટ્રોયરને ડુબાડી દેવામાં આવી. ઓસ્ટ્રીઆ તથા હંગેરી ખાતે કોલેરાનો

ઉપદ્રવ ફેલાયો. સીંગટાઉ ખાતે જાપાન લડતું હતું તેની મદદે ચીન ખાતેનો બ્રીટીશ કાફ્લો જઇ પહોંચ્યો.

તા. ૨૬ મી તથા ૨૭ મી સપ્ટેમ્બરને દિને ઉત્તર ફ્રાન્સ ખાતે કાંઇ ખાસ જાણુવાજોગ લડાઈ થઇ નહોતી. સંયુકત સૈનાની ડાબી બાજુએ જોરદાર લડાઇ થઈ અને તે વખતે સંયુકત સૈના સારી રીતે આગળ વધી. મધ્ય ભાગમાં કાંઇજ બન્યું નહોતું. જમણી બાજુએ દુશ્મનો મ્યુઝ નદી ઉતરીને આ બાજુ આવ્યા હતા પરંતુ તેઓને હાંકી કહાડવામાં આવ્યા. ગેલીશીઆ પ્રાંત ખાતે રશિઆએ કેટલાએક કીલ્લા સર કર્યા. ક્રેકાઉ ખાતેથી લોકોએ વીએના તરફ ચાલી જવા માંડયું. આજે પૂર્વ પ્રશીઆ ખાતે પણું જાણુવાજોગ કાંઈ બન્યું નહિ. મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ વીલીંગડનના પુત્રનો કેટલાક દીવસ થયા પત્તો લાગતો નહોતો તેઓ મળી આવ્યા અને જણાયું કે તેમનો પગ ઘાયલ થયો છે. એડ્રીઆટીક સમુદ્ર ખાતે બે ઓસ્ત્રીઅન ટાપુઓ ઉપર ફ્રેન્ચોએ તોપનો મારો ચલાવી તે કબજે લીધા. ઝાર બેટમાં વસનારાંઓએ ત્યાંથી ચાલી જવા માંડયું. ફ્રાન્સના પ્રેસીડેન્ટની ખાનગી મીલ્કત સાંપિગની ખાતે છે તો એ સાંપિગની ઉપર તોપનો મારો ચલાવી જર્મનોએ ભારે નુકસાન કર્યું. એજ પ્રમાણે તેઓએ બીજા અમલદારોની મીલ્કતોનો પણુ નાશ કર્યો છે.

તા. ૨૮ મી સપ્ટેમ્બરને દિને સંયુકત સૈના ડાબી બાજુએ સ્હેજ આગળ વધી. સોમે નદીની ઉત્તરે સંયુકત સૈના આગળ વધતી હતી. દક્ષીણમાં દુશ્મનો મીહીએલથી પાંટા મોસનની વાયવ્ય દીશાવાળા ભાગ સુધી હારબંધ પડયા હતા. તા. ૨૫ મીથી ૨૭ મી સુધી દુશ્મનોએ રાત

દીવસ સંયુકત સેનાની હાર તોડી નાખવા બહુ ભારે પ્રયાસ કર્યો પણ તેમાં કાંઈ વળ્યું નહિ. આજ સુધીમાં જર્મનીનાં ૬૪૮૭૨ માણુસ મરી ગયાં અથવા જખમી થયાં હતા. પારીસ શહેર ઉપર દુશ્મનોનાં વિમાનોએ બોંબ ફેંકવા માંડ્યા. એરણેની બાજુએ પડેલાં જર્મન લશ્કર ઉપર બેલ્જીઅમ લશ્કરે છાપો મારીને અલાસ્ટ કબજે કર્યું. આનો બદલો વાળવાને જર્મનોએ માલાઇન્સ ઉપર તોપોનો મારો ચલાવ્યો અને એન્ટવર્પ કબજે કરવાને જોરથી મહેનત કરવા માંડી. પરંતુ ૨૫૦૦ પાઉન્ડના ગોળા ફેંકી શકે એવી તોપો લાવીને તેને ચુનાબંધીથી પાયો નાંખીને ઉપર ગોઠવતાં ઘણો વખત લાગે તેમ હોવાથી તેઓ એન્ટવર્પ જલ્દી તાબે લઇ શકે એમ લાગ્યું નહિ. ઓસ્ટેન્ડ ઉપર આશરે બાર ગોળા ફેંકવામાં આવ્યા. જર્મન શહેનશાહ ૨૨ લશ્કરી પલટણો અર્થાત દશ લાખ માણુસનું લશ્કર લેઇને પૂર્વ પ્રુશીઆ ખાતે ગયા. ફ્રાન્સ ખાતે આશરે ૧૮ પલટણ અર્થાત આઠ લાખ માણુસ જેટલું જર્મન લશ્કર છે. સીંગટાઉના કેટલાક ટાપુઓ ખાતે જાપાને જમીન ઉપર લડાઇ શરૂ કરી. કયાટારોના કીલ્લા ઉપર ફ્રાન્સ અને ઇંગ્લન્દના કાફલાએ સાથે મળીને તોપોનો મારો શરૂ કર્યો. પેલાગોસાનો કીલ્લો કબજે થયો.

તા. ૨૯ મી સપ્ટેમ્બરને દીને તો હવે સંયુક્ત સેના જોરભેર હુમલાઓ કરે છે એ જોઇને જર્મન લશ્કરે સામા હુમલા કરવા માંડ્યા પણ તેમાં દરેક વખતે તેમને પાછા હઠવું પડયું અને હજારો જર્મનો ઘાયલ થયા તથા મરણ પામ્યા. એને અને આરગોને એ બે નદીઓની વચમાં સખત હુમલા કરવામાં આવ્યા પણ તે અંગ્રેજ સેનાએ પાછા હઠાવ્યા. ફ્રેંચ લશ્કર કેટલાંક મથકો ખાતે થોડું થોડું આગળ વધ્યું. મ્યુઝ નદીના

કાંઠા ઉપર પણ સંયુક્ત સૈના રહેજ આગળ વધી. રાતે હલ્લો કરવા જતાં ભુલથી જર્મન લશ્કર પોતપોતામાં લડી મુઆ. બ્રસેલ્સ શહેર જર્મન લશકરથી ખીચોખીચ ભરાઈ ગયું. પૂર્વ પ્રશીઆની સરહદને પેલે પાર ૧૮ માઇલ છેટે જર્મન લશકર જતું હતું તે વખતે નીમેન ખાતે રશીઅન લશકર તેની સામે થયું. આસગસ્ટાફ જંગલમાં રશીયન લશકરે દાખલ થવા માંડયું. વળી ઓસેવટસ ખાતે તોપો ગોઠવીને જર્મન લશકરનો એક હુમલો પાછો વાળ્યો. સીલેશીઆની સરહદ ઉપર જર્મન લશકરને સારી મદદ આવી મળી. એ ઠેકાણે તેમણે ભારે હીલચાલ કરવા માંડી. રૂશિયાએ પ્રેઠમિઝલના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આફ્રીકા ખાતે કેમેરોન પ્રાંતની રાજધાની ડુઆલા અને બોનાબેરો એ બે મથકો બીનશરતે સંયુકત સૈનાને શરણે થયાં સીંગટાઉ ખાતે ત્રણ જર્મન સ્ટીમરોએ જાપાનીઝ સ્ટીમર ઉપર તોપો છોડી.

તા. ૩૦ મી સપ્ટેમ્બરને દિને પશ્ચીમ રણક્ષેત્રમાં જર્મનો અવારનવાર હુમલાઓ કરતા હતા અને સંયુકત સૈના તેમને પાછા કહાડતી હતી. સંયુકત સૈનાની જમણી બાજુએ ફ્રેંચ લશકરે દુશમનોને સારી પેઠે પાછળ હઠાવ્યા છે એવી અફવા પારીસમાં ફેલાઇ. જર્મન વિમાનોએ પારીસમાં મોટા ગોળાઓ ફેંકયા પણ લોકો તેથી ગભરાયાં નહિ. કેટલાક ગોળા તો અમેરીકન ચર્ચ તથા અમેરીકન એલચીની ઓફીસ આગળ પડયા હતા. રશીઅન પોલેન્ડ ખાતે જર્મન લશકરે નીમેન નદી ઓળંગવાની તજવીજ કરી પણ ત્યાંથી તેને હાંકી કહાડવામાં આવ્યું. દક્ષીણમાં ઓસ્ત્રીઆ ખાતે રશીઆની ચાલુ જીત થતી હતી. રશીઆની મોખરાની સૈના હંગેરીની રાજધાની બુડાપેસ્ટ જવાના અર્ધા રસ્તા સુધી તો જઈ પહોંચી. સરવીઆ-એ મોટી લડાઇ કરીને સેમલીન પાછું લેઈ લીધુ. સીંગટાઉ ખાતે તોપોનો

મારો ચલાવવા માટે જર્મનીએ જે મથકો તેયાર કર્યાં હતાં તે સારી રીતે જોઇ શકાય એવી ટેકરીઓ જાપાને કબજે કરી.

## "એમડન" લકદીવ ટાપુ પાસે.

મદ્રાસ ખાતે ધામધુમ કર્યાં પછી "એમડન" પશ્ચીમ કીનારાથી ઘણે દુર આવેલા લકદીવ ટાપુ નજદીક નજરે પડયું. ત્યાં આવી તે જર્મન બારકસે બીજી ચાર સ્ટીમરો ટિમેરીક (૩૩૧૪ ટન), કીંગલેન્ડ (૩૩૪૪ ટન) રિબેરિયા (૨૨૪૪ ટન) અને ફ્રોયલે (૨૬૯૦ ટન) ડુબાડી. લકદીવ બેટ મલબાર કિનારાથી ૨૦૦ માઇલ જેટલે છેટે આવેલો છે, આ આગબોટ કેમ ડુબી? "કીંગલેન્ડ" ના કેપ્ટને એમ્ડનના સંબંધમાં જણાવ્યું કે, અમારી સ્ટીમર એલેકઝાંન્ડ્રા બંદરથી કલક-તા ખાતે જતી હતી. કોલંબો બંદરેથી તા. ૨૫ મીને દિને ઉપડયા પછી તેજ દિવસે બપોરે સાડા બાર વાગે એક સ્ટીમર આવતી નજરે પડી અને તેણે તુરતજ ઉભા રહેવાની નીશાની દેખાડી. અમે સ્ટીમર ઉભી રાખ્યા પછી અમને એમ કહેવામાં આવ્યું કે, અમે તમારી સ્ટીમર ડુબાડી દેવાના છીએ માટે તમે જલ્દી ઉતરી જવાની તૈયારી કરો. અમારી સ્ટીમર ઉપર એમડને હથીઆરબંધ ખલાસીઓને મોકલ્યા અને તેના અમલદારોએ અમારા કેપ્ટનને કહ્યું કે, તમારાં કાગળપત્રો જોવા દો. કેપ્ટને તે આપ્યા પછી એ અમલદારે કહ્યું, "એક કલાક બાદ હું આ સ્ટીમર ડુબાડી દેઇશ; માટે તમે તેમાંથી નીકળી જવાની તૈયારી કરો." એ પછી 'કીંગલેન્ડ' નાં સઘળાં માણસોને "મારકોમાનીયા" ઉપર ચડાવવામાં આવ્યાં. એ પછી હથીઆરબંધ ખલાશીઓએ બે ગોળા લેઇ આવી સ્ટીમર ડુબાડી

દીધી. તે પછી પાછાં બધા માણસોને "ગ્રીફેવેલ" સ્ટીમર ઉપર ચડાવ-વામાં આવ્યાં.

'ટિમેરીક' શુક્રવારને દિને સાંજે ૭ વાગે કોલંબોથી નીકળી હતી. તે જાવા થઇને ફાલમૌથ ખાતે જવાની હતી. તેના કેપ્ટને જણાવ્યું કે, ગ્વાલે-ની બાજુએથી એક લડાયક સ્ટીમર બત્તી રાખ્યા વગર ચાલી આવે છે એમ મારા જોવામાં આવ્યું. તે પછી બીજી એક સ્ટીમર દીઠામાં આવી તે મારકોમાનીઆ હશે. લડાયક સ્ટીમરે મને ઉભા રહેવાની નીશાની દેખાડી. તે પછી કેટલાક હથીઆરબંધ ખલાસીઓ તથા એક અમલદાર અમારી સ્ટીમર ઉપર ચડયા. તેમણે કહ્યું કે, "આ અમારૂં જર્મન બારકસ છે અને અમે તમારાં કાગળપત્રો જોવા માગીએ છીએ." પહેલા તો તેમણે અમને સાથે લેઇ જવાનો ઇરાદો કર્યો પણ તે પછી વળી તેમનો વિચાર ફર્યો અને અમારી સ્ટીમર ડુબાડી દેવાનું ઠરાવી અમને તેમાંથી ઉતરી જવાને દશ મીનીટ મુદત આપી. બન્યાં તેટલાં કપડાં લેઇ અમે હોડીઓમાં ઉતર્યાં. વડા એનજીનીઅરને તથા મને લડાઇના કેદી તરીકે "એમ્ડન" ઉપર લેઇ જવા અને બાકીનાઓને જીવતા છોડી મુકવાનું ઠરાવવામાં આવ્યું. સ્ટીમર ઉપર ૭ યુરોપીઅન અને ૨૭ હીંદી માણસો હતાં. તેમને "મારકોમાનિયા" ઉપર લેઇ જવામાં આવ્યાં. હું જરા ખમચાયો પણ મને કહેવામાં આવ્યું કે માણસોની ફીકર કરશો નહિ; તમે ઉતરી જાઓ." એમ્ડન ઉપર ગયા પછી અમને બેસવાને ખુરશીઓ આપવામાં આવી અને જર્મન ખલાસીઓએ અમારી સ્ટીમર ઉપરનો સરસામાન જોવા માંડયો. આશરે ત્રણ વાગતાં કાંઇ અવાજ અમારા કાને પડયો. અમારી સ્ટીમર ડુબાડી દેવામાં આવી એ જોયા

પછી 'એમ્ડન' ત્યાંથી એકદમ ઉપડી. અધિકારીઓએ અમને પુછ્યું 'તમારી પાસે કોઇ હથીઆર છે કે ?' તેના જવાબમાં મેં કહ્યું કે અમારી પાસે નાની પીસ્તોલ છે. એ પીસ્તોલ તથા સઘળાં વર્તમાનપત્રો તેમણે કબજે કર્યાં તા. ૨૬ અને ૨૭ મીને દિને અમે 'એમ્ડન' ઉપર રહ્યા. અમારી સાથે ઘણી સારી વર્તણુંક ચલાવવામાં આવી. તેઓ પાસે અનાજનો સંગ્રહ થોડો હતો એમ જણાયું. જે સ્ટીમરોને તેણે કેદ કરી તે ઉપરથી તેઓ અનાજ લેઇ લેતા હતા. રાતના અમને દીવો આપ્યો નહોતો, પરંતુ દહાડે રમવાને તેમણે અમને ગંજીફો આપ્યો હતો. એક જુવાન લેફ્ટેનંટે અમને એક ચોપડી વાંચવા આપી. સાંજે વ્હીસ્કી દારૂ તથા સોડા પણ આપ્યાં હતાં. રવિવારને દિને રાતના બેન્ડ વાગતું હતું. એ પછી એમ્ડને 'ગ્રેફોન્હેલ' સ્ટીમર પકડી તે સ્ટીમર મુંબઇથી કલકત્તા જતી હતી. ગ્રીફોન્હેલ્લ કોલંબોથી કોલસો લેવાની હતી. અમારી માફકજ તેની સાથે પણ વર્તવામાં આવ્યું. પણ તેને રાતના કોલંબો ખાતે ચાલી જવા ફરમાવવામાં આવ્યું. તે પછી વળી "બુરેસ્ક" સ્ટીમર એમ્ડનના સપાટામાં આવી. તેને શુકનવતી લુંટ તરીકે ગણવામાં આવી. કેમકે તે કોલંબોથી કોલસો ભરીને હોંગકોંગ જતી હતી. તેના કેપ્ટન, વડા ઇન્જીનીયર અને બટલરને કેદ કરી બાકીનાઓને છોડી દેઇ ગ્રીફોન્હેલ ઉપર ચડાવ્યા. "રિબેરો"ના કેપ્ટને પોતાના અનુભવનો અહેવાલ આપતાં જણાવ્યું કે અમે અલેકઝાંડ્રાથી બટેવીઆ ખાતે જતા હતા. રવિવારને દિને સાંજના છ વાગે કોલંબોથી ૨૦૦ માઇલ ઉપર અમે હતા ત્યારે ટંડેલે આવીને મને કહ્યું કે આપણી આગળ એક બારકસ છે. મેં ઉપર જઇને જોવા માંડયું તેટલામાં મને ઉભા રહેવાની નિશાની દેખાડવામાં આવી. "બસ, તું તારે સ્ટીમરને

ચાલવા દે" એમ કહ્યું પણ તેટલામાં તો એ બારકસ ઉપર જર્મન વાવટો ફરકવા લાગ્યો. તે જોઇનેજ મેં કહ્યું કે, "મોત આવ્યું." એટલામાં તો અમારી સ્ટીમર ઉપર હથીઆરબંધ ખલાસીઓ અને એક અમલદાર આવ્યા. "તમારી સ્ટીમર ઉપર સ્ત્રી હોય તો તમને બચાવું; ચાલો જલ્દી કરો; અમે તમારી સ્ટીમરને ડુબાડી દેઈશું માટે ઉતરી પડવાની તૈયારી કરો." એમ એ અમલદારે મને કહ્યું. અમારી સ્ટીમર ઉપરનું અનાજ વગેરે તેમણે કબજે કર્યું અને તેથી ખુશ થઇ તેણે મને કહ્યું કે, "લડાઇની આ એક ઉત્તમ લુંટ છે." ગ્રીફ્રાવ્હેલ ઉપર જઈ પહોંચવા માટે તેણે અમને અર્ધા કલાકની મુદત આપી. મારી સાથે ૨૮ યુરોપીઅન હતા. અમને આખો દીવસ અનાજ મળ્યું નહિ. અર્ધા કલાકમાં અમારી સ્ટીમરને ચાર ગોળા મારીને ડુબાડી દેવામાં આવી. જો બ્રીટીશ સ્ટીમરોની અમારી પુઠ પકડશે તો અમે ભુતની માફક નાસીશું. અમે કાંઈ લડવાને આવ્યા નથી. સ્ટીમર "ફ્રેયલે" ના કેપ્ટને જણાવ્યું કે, અમે માલ્ટાથી રંગુન જતા હતા અને કોલંબો ખાતે કોલસો લેવાના હતા સોમવારે સવારે સાડા છ વાગે અમે એમડનના સપાટામાં આવ્યા. એ સ્ટીમરને અમે દિવસે જોઇ હતી પણ તેણે અમને રાત પડયા પછી પકડયા. હું સમજ્યો કે તે એક બારકસ છે. પણ તે કોનું છે તે સમજી શકયો નહિ. અમારી સ્ટીમર ઉપર બે અધિકારી અને ૨૦ હથીઆરબંધ ખલાશી આવ્યા. " જર્મની અને ઇંગ્લંડ વચ્ચે લડાઇ ચાલે છે એ વાતની ખબર છે?" એમ મને પુછવામાં આવતાં મેં કહ્યું. "હા, અમને

તૈયારી કરવાનો વખત આપ્યો. અમારી સાથે તેઓએ ઘણી સારી વર્તણુંક ચલાવી. અમારી સ્ટીમર ઉપર ૩૦ ખલાસી હતા. અમને "ગ્રીફ્રીવ્હેલ" સ્ટીમર ઉપર ચડાવવામાં આવ્યા અને પછી તેને મધ્યરાત્રે કોલંબો ખાતે જવાનો હુકમ કરવામાં આવ્યો. રવિવારને દિને "જોક" નામની એક ડચ સ્ટીમરને રોકવામાં આવી પણ પછીથી તેને છોડી દેવામાં આવી. એમડન બારકસનો કેપટન ૪૮ વર્ષનો છે. તેના ઉપર જર્મન શહેનશાહનું એક પુતળું છે. હવે પછી શું કરવાનું છે તે સંબંધે કેપ્ટન કોઇને પણ એક શબ્દ સરખો કહેતો નથી. "અંગ્રેજોનો કાફલો કયાં છે તે અમે સારી રીતે જાણીએ છીએ," એમ એક વખત કેપ્ટન બોલી ગયો હતો.



# નેત્ર દિવાકર અંજન.



આ અંજન આંખોને ઘણો ફાયદો કરે છે. પીઆ થાય, આંખ બળે, રતાંધળાપણું, પાણી નીકળે, વગેરે તમામ પ્રકારનાં આંખનાં દરદો ઉપર આ અંજન આંજવાથી ફાયદો થાય છે. આંખનું કમજોરપણું દુર થાય છે, અને નજર શકતી તેજ તેમજ જોરદાર બને છે. આંખમાં થયલો કચરો દુર થાય છે, ઝાંખું દેખાતું હોય, અજવાળામાં જોઇ શકાતું નહિ હોય અથવા જોતાંવાર આંખ ટમટમી જતા હોય, વગેરે જે કાંઇ ખામી [illegible] તે આ અંજનથી નાબુદ થાય છે. પહેલેથીજ નજર ટુંકી હોય તો પણ આ અંજન ચાલુ કેટલાંક દીવસો લગાડે તો ફાયદો જણાઇ આવે છે જેઓને ઘણા ઝીણા અક્ષરો વાંચવા પડતા હોય, રેલ્વેમાં નોકરી કરતા હોય અથવા ગરમ હવા વાળી કે ધુળના ગોટા ઉડે એવી જગાએ આખો દીવસ રહેવું પડતું હોય તેમાં માણસોએ તેમજ જંગલ, મેદાન જેવાં ઠેકાણે કામ કરનારાઓએ તો આ અંજન જરૂર વાપરવું જોઇએ. સારી [illegible]ળાઓ પણ આ અંજન આંજે તો તેથી નજર શકિતમાં ઘટાડો [illegible] છે. ખરી ખબી તો એ છે કે આ અંજન આંજવાથી આંખને

[illegible] રૂપેો.

છપાય છે!  છપાય છે!!  છપાય છે!

# યુરોપમાં ભયંકર યુદ્ધ.

## ભાગ ૨ જો.

વર્તમાનપત્રોમાં લડાઇની ઘણી ખબરો પ્રગટ થાય છે એ ખ
જેઓએ પહેલાંની ખબરો વાંચી નહિ હોય તેઓને તે દિવસની ખ
બરાબર સમજ પડતી નથી. અને મોટો ઘોટાળો થઇ જાય છે. એ
નહિ પણ સ્થળસંકોચને લીધે કેટલીક વખત વર્તમાનપત્રોમાં એક
જેટલી વિગતવાર પ્રગટ થવી જોઇએ તેટલી વીસ્તારથી પ્રગટ થતી
વળી ખબરોની વાત ઉપરાંત લડાઇમાં વપરાતાં સાધનો જેવાં કે,
ગન્સ, મોટરગાડી ઉપર ચડાવેલી તોપો, વિમાન અને તેની ઉપરથી ...
આપવાની પદ્ધતિ, લડાઇના બારકસ, પાણીમાં ચાલનારી સબમરીન, બે
બે હજાર રતલ જેટલા વજનના છરી, ચાકુ, ખીલા વગેરેથી ભરેલા ગો
અને તેને ૧૦-૨૦ માઇલ જેટલે છેટે ફેંકનારી ગંજાવર તોપો ઇત્યાદિ
ચીજોનાં આબેહુબ ચિત્રો અમે બહુ મહેનતે મેળવ્યાં છે, તે પણ એ
ચોપડીમાં પ્રગટ કરવામાં આવનાર છે. એ ચીત્રો ગુજરાતી વાંચનારાએ
ભાગ્યેજ જોવા પામ્યા હશે. આ ચોપડીમાં લડાઈ સીવાય બીજી કોઇ બાબત
દાખલ કરવામાં આવનાર નથી એટલે તેમાં લડાઇની તમામ હકીકત
વીગતવાર આપવામાં આવશે એ કહેવાની જરૂર નથી.

બીજો ભાગ નવેંબર માસમાં પ્રકટ કરવામાં આવશે. તેની
ચાર આના.

ટ. પ. ઞ